# ક્રિમિનલ્સ ઓફ ઇસ્લામ

# ઇસ્લામના મુજરીમો

**લેખક :**

**ડૉ. શબ્બિર અહમદ, એમ.ડી.**

**ફ્લોરીડા, ઓકટોબર ૨૦૦૭**

**૧૯૯૯થી છઠ્ઠું પુનર્મુદ્રણ**

**આઇએસબિએન : ૦૯૭૪૭૮૭૯૨૨**



**ચેતવણી :**

આ પુસ્તક બાળકો અને નબળા દિલના લોકો માટે વાંચવુ હિતાવહ નથી.

# પ્રસ્તાવના

## સપ્ટેમ્બર ૧૯૯૯ થી ૨૦૦૭

શકય છે કે **"ઇસ્લામના મુજરીમો"** તમે વાંચેલા પુસ્તકો પૈકી સૌથી પડકારજનક પુસ્તક હશે. આ પુસ્તકને લખવા માટે જેટલી હિંમતની જરૂર પડી હતી, તેટલી જ જરૂર વાંચવા માટે પણ પડશે અને આ વાંચન તમને વિચાર-વિમર્ષ માટેની એક નવી જ તક પુરી પાડશે. આપણને વારસામાં મળેલા રીત રિવાજો અને માન્યતાઓ એ પણ એક જાતની મુર્તિઓ જ છે જે આપણા વિચારો અને ભાવનાઓમાં ઊંડા મૂળ કરી ગઇ છે. આ મુર્તિઓને તોડવી એ પણ એટલી જ મુશ્કેલ છે જેટલી મૂર્તિ પૂજકો માટે અસલી મુર્તિઓને તોડવી. તેથી જ આ પુસ્તક ફકત ખુલ્લા દિમાગવાળા વાચકો માટે જ છે, જેમની પાસે નૈતિક હિંમત છે.

આ પુસ્તક તમને સ્પષ્ટ રીતે અમુક **'મહાન', પ્રખ્યાત, આદરણીય** અને **મોટા પાયે સ્વિકૃતિ પામેલા મુસ્લિમ વિદ્વાનો, ઇમામો અને ઉલેમાઓના** વિશ્વાસ ના આવે તેવા **વિચિત્ર કારનામા, લંપટતા, શર્મ-વિહિનતા, બનાવટ અને દ્રેષ** બતાવે છે. શેખ સાદિ શિરાજીએ સાચું જ કહ્યું છે કે, *"ખોટા કામોને ખુલ્લા પાડવા એ ખોટું કામ નથી"*. આદરણીય અને ઐતિહાસિક વ્યકિતઓની ટીકા કરવી ભલે બદનક્ષીકારક લાગે, પરંતુ, વિદ્વતાનો પાયો તેની રીત પ્રમાણે ટીકા ટીપ્પણ માટે ખુલ્લો હોય છે. જે લોકો વિષે ટીપ્પણી કરવામાં આવી છે તેઓને તેમની જ ભાષામાં, તેમના જ લખાણો દ્વારા, બોલવા દેવામાં આવ્યા છે. કેટલાક લોકો વિચારતા હશે કે લેખક પોતે કયા ફિરકામાં માને છે ? જવાબ છેઃ *"કોઇપણ ફિરકામાં નહીં."* કુર્આને દરેક ઇમાનવાળા માટે *"મુસ્લિમ"* શબ્દ વાપર્યો છે. મહેરબાની કરીને કુર્આનના એ હુકમને યાદ રાખો કે *"ઇસ્લામમાં જે કોઇ વ્યક્તિ પોતાના માટે ફિરકો પસંદ કરશે, તેનો નબી*(સ) *સાથે કોઇ સંબંધ નથી."* (૬:૧૫૯). જયારે પાકિસ્તાનના સ્થાપક કાઇદે આઝમ મહંમદઅલી જીન્હાને તેમના ફિરકા વિષે પુછવામાં આવ્યું તો તેમણે જવાબ આપ્યો હતો કે, *"મને એ બતાવો કે નબી કયા ફિરકાની તાલીમ આપતા હતા અને તેમના મહાન સાથીઓ કયા ફિરકામાં માનતા હતા ?"*

આ પુસ્તક મુસ્લિમ વાંચકોને ધ્યાનમાં રાખીને લખવામાં આવ્યું છે. જો કે કોઇપણ બૌધિક પ્રયાસ કોઇ એક વર્ગના લોકોનો ઇજારો ના હોઇ શકે. પરંતું મુસ્લિમો માટે આ પુસ્તકમાં આપેલી માહિતિ અને તેના ધ્યેયને સમજવામાં સરળતા રહેશે.

વાંચકો બેમાંથી ગમે તે એક પ્રતિભાવ પસંદ કરી શકે છે. સરળ, પરંતુ વ્યર્થ પ્રતિભાવ છેઃ **ગુસ્સો અને ઇન્કાર.** મુશ્કેલ, પરંતુ ફાયદાજનક પ્રતિભાવ છે : **માનવકૃત અંધશ્રધ્ધાઓને તેના અસલી સ્વરૂપમાં જોવી અને આ અંધશ્રધ્ધાઓને સાતમી સદીમાં, મહાન પયગંબર મુહંમદ(સ) પર, ઉતરેલા પવિત્ર અને અસલી ઇસ્લામમાં ભેળવાઇ જતી રોકવી.**

લેખક કોઇપણ વર્ગના સુચનો આવકારશે. વિવિધ શાખાઓના વિધ્યાર્થી હોવાના કારણે મેં ઇસ્લામ વિષેના કહેવાતા અસલી અને દરેક સમયે વખણાયેલા પુસ્તકોમાં વિચિત્ર, વિકૃત અને ખેદજનક વાકયોનો સામનો કર્યો છે.

મારૂં માનવું છે કે આ પુસ્તકોમાં લખાયેલી મોટાભાગની વાતો કોઇપણ સંસ્કારી મુસ્લીમ કયારેય ના કહી શકે કે લખી શકે. આવી વિવેકહીન, અતાર્કિક, શર્મનાક, ઉપજાવી કાઢેલી અને બુદ્ધિહીન વાર્તાઓ ઇસ્લામ, પવિત્ર કુર્આન, પ્રતિષ્ઠિત મુહંમદ સાહેબ અને તેમના સાથીદારોને બદનામ કરે છે. આવી વાંધાજનક અને ધૃણાસ્પદ વાતો કે જે માનવ બુદ્ધિ માટે અપમાનરૂપ છે તથા તેમને વાંચીને લોકોમાં **'ઇસ્લામ'** વિષે ગેરસમજ પેદા થાય છે, કે જે માનવજાતના ભવિષ્ય માટે એક માત્ર આશાનું કિરણ છે.

આ એક આશ્ચર્યજનક વાત છે કે મોટાભાગના મુસ્લીમોને આ સમસ્યા વિષે જરાપણ ખબર નથી. એક સત્યશોધક તરીકે હું નિષ્ફળ કહેવાત, જો હું આ દુઃખદાયક શોધ પોતાના સુધી જ સીમિત રાખતો. **કુર્આન અનુસાર સત્યને છુપાવવું એ એક બહું મોટો અપરાધ છે [૨:૪૨].**

સદ્ભાગ્યે, ૧૯૯૯માં આ પુસ્તકના પ્રકાશન પછીથી શરૂ કરી ૨૦૦૬ સુધીમાં અસંખ્ય લોકોની સમજમાં ઘણો જ ગુણાત્મક ફરક પેદા થયો છે તથા ઘણા લોકોએ આ નવી મળેલી જાગ્રુકતાને ઓનલાઇન અને પ્રિન્ટ માધ્યમથી ફેલાવેલ છે. આ પુસ્તકનુ ઘણી ભાષાઓમાં અનુવાદ થયેલ છે અને ઘણા લોકો આ પુસ્તકને પોતાના તરફથી મુદ્રિત કરી આખી દુનિયામાં વિતરીત કરી રહ્યા છે.

**<u>જરૂરી નોંધ</u>:-** *નબી(સ)નું ફરમાન છે કે "લા તકતબુ અન્ની ગ્યરીલ કુર્આન, વમન કતબા અન્ની ગ્યરીલ કુર્આન ફલ યમ્હાહ." (મારી પાસેથી ફક્ત કુર્આન જ લખો. કુર્આન સિવાય કંઇ પણ લખ્યું હોય તો તેને ભૂંસી નાખો). [સહીહ મુસ્લિમ, ભાગ ૧, પાના નં. ૨૧૧, હદીસ નં. ૫૯૪, પ્રિન્ટર: મકતબ અદ્નાન, બઇરૂત ૧૯૬૭].*

નિયમ અનુસાર, એક સાચા મુસ્લીમે કોઇપણ *સંજોગોમાં શિર્ક[અનેક દેવતાઓમાં માનવું, મુર્તિપૂજા, બીજાઓને ઇશ્વર સાથે જોડવા, માનવ સાથે દૈવી શકિતને જોડવી], અશ્લિલતા કે સંપૂર્ણ અર્થહીન બકવાસ* જેવી વાતો ફેલાવવી જોઇએ નહીં અથવા ઇશ્વર અને તેના પયગંરને મજાકરૂપ બનાવતી વાતોમાં પડવું જોઇએ નહીં. તેથી જ, મારી સમજ અનુસાર ઇસ્લામના દુશ્મનોએ જ નબી(સ)ની વફાત પછીની ત્રીજી સદીમાં મુસ્લીમ નામોના ઓથા હેઠળ આવી વાંધાજનક અને નક્કામી વાતો ઇસ્લામના નામ પર લખી હતી. આ લોકોનું ધ્યેય હતું મુસલમાનોને ઇશ્વરે ઉતારેલા પુસ્તક અલ કુર્આનથી દુર કરી દેવા અને ઇસ્લામના હિતકારી સંદેશાને ભુલાવી દેવો.

હું મારા વાંચકોની સૌદર્યલક્ષી અભિરૂચિની ઇજ્જત કરૂં છું. પરંતું, જો મૂળ શબ્દોને બદલીને હળવી ભાષામાં શબ્દો લખવામાં આવે તો આ સમજણ આપતા પુસ્તકનો ધ્યેય મરી પરવારે. તેથી જ નમ્રતાપૂર્વક સંક્ષેપમાં કાળજીપૂર્વક, મૂળ સંદર્ભ ન બદલાય તે રીતે, સુસંગત વાકયો જ પસંદ કર્યા છે.

હું દરેક મુસ્લિમ દેશોની સરકારો અને ઇસ્લામીક ક્ષેત્રે પ્રભુત્વ ધરાવતા લોકોનું આ ગંભીર સમસ્યા તરફ ધ્યાન દોરવા ઇચ્છું છું. આપણે બધાએ સાથે મળીને ઇસ્લામી પુસ્તકોમાંથી આવા અતિરેકભર્યા હુમલાઓ દુર કરી ઇસ્લામની પ્રભાવશાળી છબીને પુનઃ સ્થાપિત કરવા બનતું કરી છુટવું જોઇએ.

હજારો ઉદાહરણોમાંથી ફક્ત થોડા જ દાખલા મુસ્લીમ ભાઇઓ અને બહેનો સાથે વહેંચવા માટે લેખકે પસંદ કર્યા છે. આ ઉદાહરણોની શરૂઆત **બુખારીની હદીસોથી** કરીએ, જેને ઇસ્લામમાં કુર્આન પછીનું સૌથી વધુ વિશ્વાસપાત્ર પુસ્તક ગણવામાં આવે છે. ત્યારબાદ આપણે કેટલાક પુસ્તકો જેવાકે **હદીસની કિતાબો** *[હદીસના ઇમામો દ્વારા લખાયેલી કહેવાતી હદીસો અને સુન્નતો]*, **ફિકહા** *[ફિકહાના ઇમામો દ્વારા લખાયેલ કાયદાશાસ્ત્રના પુસ્તકો]*, **પ્રખ્યાત મુલ્લાઓ** અને **પ્રખ્યાત સુફીઓના** *[આધ્યાત્મિક ગુરૂઓના]* વર્ણનો જોઇશું.

આ પુસ્તકમાં સચોટ સંદર્ભો આપવાની પુરતી કાળજી લેવાઇ છે. પરંતું, કોઇપણ ભુલચુક વાચકની નજરે ચડે તો તેની જાણ કરવા વિનંતિ, જેથી તેને નવી આવૃતિમાં સુધારી લેવાય. જો કે દુનિયાભરના અસંખ્ય વાચકોને પ્રથમ આવૃતિમાં કોઇપણ જાતની ભૂલચૂક જોવા મળી નથી. હું વાચકોને વિનંતિ કરીશ કે આ પુસ્તકને ખુલ્લા મનથી વાંચે. હવાલા આપેલા મોટાભાગના પુસ્તકો સરળતાથી ઉપલબ્ધ છે. ખાસ કરીને **ઇમામ ગઝાલી, મૌલાના મૌદુદી, ઉદારમતવાદી શિબ્લી નૌમાની, સહીહ બુખારી અને મુસ્લિમ, સહીહ સિત્તા** *(હદીસના છ પ્રમાણભૂત પુસ્તકો)*, **સહાબા કિરામ** *(પયંગંબર સાહેબના મહાન સાથીઓ)* અને **સુફીઓ** ઉપર લખાયેલ પુસ્તકો વિગેરે, વિગેરે.

વાચકોને સંદર્ભોની જાતે ચકાસણી કરવા માટે પ્રોત્સાહિત કરવામાં આવે છે, કારણકે મોટા ભાગના લખાણો વિશ્વાસ ના આવે તેવા છે. લોકોનો પહેલો પ્રતિભાવ હોય છે *કે "આવું કેવી રીતે હોઇ શકે?"*. મને આ પુસ્તકના ઉર્દુ લખાણ પર આવા કેટલાક અનુભવો થઇ ચુકયા છે. કેટલાક વાચકોને પ્રથમ તો મારી પ્રામાણિકતા પર શક થયો હતો. પરંતું જ્યારે તેમણે જાતે જ મૂળ પુસ્તકો કે જેના હવાલા આપેલા છે તેમાં જોયું તો તેમના પ્રતિભાવ બદલાઇ ગયા અને તેમણે આ પુસ્તકને ઇસ્લામની સેવા તરીકે બિરદાવ્યું.

૨૦૦૩માં પાકિસ્તાનના મુલ્લાઓએ આ પુસ્તકના પ્રકાશન અને વિતરણ પર પ્રતિબંધ મુકવા માટે અદાલતનો સહારો લીધો હતો. પરંતુ અદાલતે આ પુસ્તકની તરફેણમાં ચુકાદો આપ્યો હતો કારણકે આ પુસ્તકમાં આપેલા હવાલામાંથી એકપણ હવાલો ખોટો નહોતો કે ના તો દ્વિઅર્થી હતો. વધુમાં, કોર્ટે એવી સલાહ આપી કે ઇસ્લામના કહેવાતા પવિત્ર પુસ્તકોમાંથી કે જેમાં સહીહ સિત્તાનો પણ સમાવેશ થાય છે, આવા શર્મનાક કિસ્સાઓ અને અતાર્કિક વાતોને કાઢી નાખવામાં આવે.

મેં પોતે જોયું હતું કે ૨૦૦૪માં મૌલાના અશરફઅલી થાનવીના પુસ્તક **"બહિસ્તી જેવર"**ના મુખપૃષ્ઠ પર લખેલું હતુ કે *"આ પુસ્તકમાં આવતી અશ્લીલ વાતોને કાઢી નાખી છે અને તેમને અલગ પુસ્તકમાં સંકલિત કરી લેવામાં આવી છે."* બોલો! મુલ્લાઓ આવી વાતોનો નિકાલ નહીં જ કરે, પણ આ **"ખજાનો"** બીજા પુસ્તકમાં સાચવી સાખશે!

**જરૂરી નોંધ**:- *આ પુસ્તકમાં આપવામાં આવેલા મોટાભાગના હવાલાઓ ઉર્દુ પુસ્તકોમાંથી લેવામાં આવ્યા છે. જ્યાં શકય હતું ત્યાં લેખકે જાતે અરબી અને ફારસી લખાણ તપાસ્યું છે. વાચકોનો સમય બચાવવા માટે મોટી મોટી હદીસો અને વાર્તાઓને બદલે અહી ફકત જરૂરી વાકયો જ લખવામાં આવ્યા છે. વર્ણન લખવામાં ખુબજ કાળજી લેવામાં આવી છે, જેથી કરીને તેનો મૂળ અર્થ અને સંદર્ભ બદલાઇ ના જાય. એ જરૂરથી યાદ રાખવું કે પ્રખ્યાત પુસ્તકો અલગ અલગ પ્રકાશકો દ્વારા છાપવામાં આવે છે અને તેના લીધે પાના નંબર બદલાઇ જાય છે. પરંતુ, થોડાક પરીશ્રમથી વાંચકો જોઇતો હવાલો સરળતાથી શોધી શકે છે. પુસ્તકમાં આપેલો હવાલો શોધવા માટે જે તે પ્રકરણને યાદ રાખી મૂળ પુસ્તકમાં તે જ પ્રકરણમાં જોવાથી સંદર્ભ મળી રહેશે. નબી ઉપર મોકલાતી સલામ "સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ" આ પુસ્તકમાં (સ) તરીકે તેમના નામ પાછળ લખવામાં આવેલ છે. જ્યારે કુર્આનની આયાતનો હવાલો આપવામાં આવે ત્યારે પ્રથમ અંક સુરા નંબર અને પાછળનો અંક આયાત નંબર દર્શાવે છે. દા.ત. ૬:૧૧૦નો અર્થ થશે, સુરા ૬ આયાત નંબર ૧૧૦. પરંતુ, જ્યારે બીજા કોઇ પુસ્તકનો હવાલો આપવામાં આવે તો તેનો મતલબ થશે, પ્રકરણ ૬, પાના નંબર ૧૧૦, સિવાય કે કોઇ ચોખવટ કરવામાં આવી હોય. તો ચાલો શરૂ કરીએ અલ્લાહના નામથી જે ખુબજ દયાળુ અને કૃપાળુ છે.*

અંત:કરણપૂર્વક

**શબ્બિર અહમદ, એમ. ડી.**

ફ્લોરિડા, ૨૦૦૭

# ચોંકાવનારી કબુલાતો

તો ચાલો ! આપણે કેટલાક ખુબ જુના અને જાણીતા હદીસ અને ફિકહના લેખકો, ઇતિહાસકારો અને કુર્આનની તફસીર કરનારા ઇમામોની વ્યકિતગત કબુલાતો જોઇએ.

## ઇમામ રાઝિનો દુ:ખદાયક એકરાર

મોટા ભાગના મુસ્લીમો ઇમામ ફખરૂદ્દીન રાઝી દ્વારા લખાયેલી સૌથી પ્રખ્યાત અને જુની તફસીરે-કબીર (કુર્આનની મહાન તફસીર) વિષે જાણતા જ હશે. આ તફસીર આજ સુધી મુલ્લાઓ દ્વારા વપરાતા પુસ્તકોમાંનુ એક મુખ્ય પુસ્તક છે. લગભગ ૩૦૦ ભાગ લખ્યા પછી આ મહાન અને પ્રમાણભૂત ઇમામ કબુલે છે કે *“મારા દ્વારા લખાયેલા બુદ્ધિશાળી અને કહેવાતા તાર્કિક વાકયો બુઠ્ઠા જણાય છે. કુર્આનની કહેવાતા ઇમામોની (તબારી, ઝમાક્ષરી, ઇબ્ને કસીર, બુખારી વિગેરે) બધી જ તફસીરો ગેરમાર્ગે દોરનારી અને છેતરામણી છે. અમે બધા શયતાનના હાથા બન્યા છીએ. અમારી જાત અમારી ભૌતિક ઇચ્છાઓના કારણે અપવિત્ર બની છે. અમારા આ દુનિયાના પ્રયત્નો અમારા માટે માનહાની, અનંત યાતનાઓ અને વિનાશ સિવાય કંઇ લાવ્યા નથી.”* [હદિ**સુ**લ-કુ**ર્આ**ન – અલ્લામા ઈનાયતુલ્લા ખાન અલ-મશરિ**કી**, ૧૯૫૪ એડિશન, પાના નં. ૧૯૦]

## ઇમામ તબારીનો વિચિત્ર એકરાર

*“હું આ પુસ્તક વર્ણન કરનારાઓના (રાવીઓના) કહ્યા પ્રમાણે લખું છું. જો કોઇ વાત વાહિયાત લાગે તો તેના માટે હું જવાબદાર નથી. દરેક અર્થહીન વાર્તાની જવાબદારી જે તે વર્ણન કરનારની (રાવીની) છે.”* આથી કહી શકાય કે તબારીએ માત્ર સાંભળેલી વાતો જ લખી છે. [મઝહબી દાસ્તાન ઓર ઉનકી હકીકત – અલ્લામા હબિબુર્રહમાન સિદ્દિકી કન્ધાલવી, અર-રહમાન પબ્લિશીંગ ટ્રસ્ટ, કરાંચી].

**ઇમામ તબારી** (૮૩૯-૯૨૩ ઇ.સ.)એ **“બધા ઇતિહાસની માતા”** કહેવાતો ઇતિહાસ **“તારીખુલ ઉમામ વલ મુલુક”** (દેશો અને રાજાઓનો ઇતિહાસ) ત્રીજી અને ચોથી સદીના જોડાણ વખતે લખી હતી, જે ઇસ્લામનો સૌ પ્રથમ ઇતિહાસ ગણાય છે. તેમનું મૃત્યું હિજરી ૩૧૦માં, નબી(સ) પછી ત્રણસો વર્ષે થયું હતુ. આ લખાણના આધાર પુરાવા માટે તેમની પાસે કાગળનો એક ટુકડો પણ ન હતો, પરંતુ તેમના સમયમાં લોકોમાં પ્રચલીત દંતકથાઓ અને વાર્તાઓ હતી, જે તેમણે વર્ણન કરવાવાળા કે રાવીઓની લાંબી સાંકળના (*એટલે કે “આ મને તેણે કહ્યું, જેણે પેલા પાસેથી સાંભળ્યું, જેણે ફલાણા પાસેથી સાંભળ્યું, વિગેરે, વિગેરે” ના*) આધારે લખ્યું. રાજ્યાશ્રય તળે તેમણે ૧૩ ભાગમાં ઇતિહાસ અને ૩૦ ભાગમાં કુર્આનની તફસીર લખી નાખી અને સૌથી ચડિયાતા ઇમામ બની ગયા, જેમના પગલે અત્યાર સુધીના તમામ ઇતિહાસકારો અને તફસીરકારો ચાલી રહ્યા છે. [ઈમામ ઝહરી વ ઈમામ તબારી, તસ્વીર કા દુસરા રુખ – મુહદ્દિષ ઉલ અસ્ર જામેઆ ઉલ ઉલુમ હજરત અલ્લામા તમન્ના ઈમાદી ફુલ્વારી, અર-રહમાન પબ્લિશીંગ ટ્રસ્ટ, કરાંચી].

## ઇમામ ઇબ્ને કસીરનો એકરાર

*“જો ઇમામ જરીર તબારીએ અમુક વિચિત્ર વાતો લખી ન હોત, તો હું પણ ના લખતો”.* [ત**ફસી**ર ઈબ્ને ક**સી**ર, ખિલાફતે મુઆવિયા ઓ યઝિદ, મહમુદ અબ્બાસી]

## ઇમામ અહમદ બીન હંબલની શિખામણ

અલ્લામા શિબ્લી નૌમાની તેમણે લખેલી કિતાબ **"સિરાતુન નબી"**ના પેજ ૨૭ પર ઇમામ અહમદ બિન હંબલ (મૃત્યુ ૨૪૧ હિજરી) વિષે એક નવાઇ પમાડે તેવું અવતરણ ટાંકતાં લખે છે કે *" ત્રણ પ્રકારના પુસ્તકો પાયાવિહિન છે. મગાઝી (નબી(સ)ના યુધ્ધો), મલાહિમ (સપનાઓ અને આગાહીઓ), અને તફસીરો (કુર્આનની સમજણ)."*

## ઇતિહાસકાર ઇબ્ને ખલદુનનો ફિટકાર

*"મુસ્લિમ ઇતિહાસકારોએ ઇતિહાસમાં ઉપજાવેલા અને તર્કહીન જુઠ્ઠાણા ભરીને તેને મજાક બનાવી દીધો છે."* [મુકદ્દમા    તારિખ ઇબ્ને **ખલ**દુન]

## શાહ અબ્દુલ અઝીઝની ટિપ્પણી

*"શરૂઆતના સમયથી જ ઇબ્ને ખલદુનના ઇતિહાસના છ પાના કાઢી નાખવામાં આવ્યા હતા. જેમાં યઝીદની ખિલાફતના અને કરબલાના જુઠ્ઠાણા ખુલ્લા પાડતી બાબતોનો ઉલ્લેખ હતો."* અત્યારની આધુનિક આવૃતિમાં પણ ટુંક નોંધમાં કબુલ કરવામાં આવે છે કે અમુક પાના મૂળ પુસ્તકમાંથી રહસ્યમય રીતે ગુમ છે. [ખિલાફતે મુઆવિયા ઓ યઝિદ – મહમુદ અહમદ અબ્બાસી]

## શાહ વલી ઉલ્લાહની ફિટકાર

*"ઇમામ જલાલુદ્દીન સુયુતીની કિતાબ **"તારીખુલ ખુલાફા"** એ વાતનું ઉદાહરણ છે કે કેવી રીતે આપણા ઇતિહાસકારો, મુહાદીસીનો (હદીસ એકત્ર કરવાવાળા), અને મુફસ્સીરીનો (કુર્આનની તફસીર લખવાવાળા), હાતિબીલ લૈલ (એવો માણસ જે રાતના સમયે બળતણના લાકડા એકઠા કરતો હોય, એ જાણકારી વગર કે કયું લાકડું સારૂં છે અને કયું ખરાબ)નો પાઠ ભજવ્યો છે."* [હુજ્જતુલ્લહીલ બાલીગાહ].

## ઇમામ રાઘિબનો વિરોધ

*"તબારી, વાકિદી, મસુદી, સુયુતી, વિગેરેએ ગમેતેણે કહેલી વાતોને લખી નાખી છે. ઉપરાંત, અબુ મુખનિફ, લુત બિન યાહ્યા, મુહમ્મદ બિન સાએબ કલ્બિ નામના વ્યકિતઓ કદી અસ્તિત્વ જ ધરાવતા નહોતા. જેમના નામે હઝરત અલી, મુઆવિયા, યઝિદના સમયમાં થયેલા આંતર વિગ્રહોની કાલ્પનિક વાતો લખવામાં આવી છે. આ લોકોના નામ અને તેમના નામે લખાયેલી વાતો ઉપજાવી કાઢનાર એક જ માણસ હતો : પારસી ઇમામ તબારી બિન રૂસ્તમ (તબારી બિન યઝિદ નહી)."*

[અજાયબીત તારીખ    યાકુત હમદી]

## વિચારો અને મનન કરો

જો ઇસ્લામની શરૂઆતમાં આટલી હદ સુધીના આંતર વિગ્રહો થયા હોય તો, મુસ્લિમોએ કેવી રીતે તે સમયની જાણીતી દુનિયાના અડધા ભાગ પર પરોપકારી સુરાજ્યની સ્થાપના કરી ?

**"<u>ઇસ્લામના મુજરીમો</u>"**(લેખક :ડો. શબ્બિર અહમદ), આ પુસ્તક પ્રાચીન ઐતિહાસિક પુસ્તકોના સાવચેતીપૂર્વકના આકલન દ્વારા તૈયાર કરવામાં આવ્યું છે. લેખક માટે સત્યતાનો માપદંડ એ જ છે જે હોવો જોઇએ: **અલ કુર્આન**. મે ઇસ્લામના શરૂઆતના ઇતિહાસ અને હદીસોમાંથી એટલી જ વાતો સ્વીકારી છે જે પવિત્ર અને અવિવાદિત અલ્લાહની કિતાબ અલ કુર્આનના માપદંડ પર ખરી ઉતરે છે. મારા દુનિયાભરમાં ફેલાયેલા વાચકોના કારણે મને સામાન્યરીતે દુર્લભ અને છુપાવવામાં આવેલા પુસ્તકોનો પણ લાભ મળ્યો, તે બદલ તેમનો આભારી છું.

## <u>મારો એકરાર</u>

આ પુસ્તક, આજીવન વિધાર્થી એવા શબ્બિર અહમદના બીજા બધા પુસ્તકોની જેમજ, સંશોધન આધારીત એક વિનમ્ર પ્રયાસ છે. સમજદાર વાચકો જાણે છે કે આ પ્રયાસ ખુબજ શ્રમ અને સમય માંગે છે. લેખક પોતાની બૌધિક ઇમાનદારીની ખાત્રી આપે છે. પરંતુ લેખક એવો દાવો નથી કરતા કે તેમનાથી કોઇ ભૂલચૂક ના થાય. વાચક આ પુસ્તક કે તેના આંશિક ભાગ સાથે સહમત ના પણ થાય. પરંતુ આ પુસ્તકનું સામ્યર્થ એ વાત પર છે કે તે વાંચકોને પેતાની રીતે સંશોધન કરવાની, તાર્કિક આધાર મેળવવાની અને આ લેખક કે પ્રાચીન સત્તાધિકારીઓના દાવા કે વાકયોને સ્વીકારની કે અસ્વીકારની છૂટ આપે છે. તમે તમારી જાતે કોઇપણ **'આદરણીય'** ઇમામની કિતાબ ઉઠાવો અને મારા લખાણ સાથે સરખાવો. કોઇપણ ટિપ્પણી કે સૂચનાઓ સાભાર સ્વિકારવામાં આવશે અને કોઇપણ ભુલચૂક હશે તો તે હવે પછીની આવૃતિમાં સુધારી લેવામાં આવશે.

# <u>"સહીહ" બુખારીની "ખોટી" વાતો</u>

અહીં આપવામાં આવેલા મોટા ભાગના હવાલા **મદીના પ્રકાશન કંપની, કરાંચી અને પ્રિન્ટર હમીદ એન્ડ કંપની દ્વારા છપાયેલ બુખારીના પુસ્તકમાંથી** (૧૯૮૨) લેવામાં આવેલા છે. એ ઘણી આનંદની વાત છે કે બુખારીના પુસ્તકની આ આવૃતિમાં મૂળ અરેબિક લખાણ પણ આપેલ છે, જેને મેં ખુદ ચકાસ્યુ છે. ઉર્દુ અનુવાદ "મૌલાના" અબ્દુલ હકીમખાન શાહજહાનપુરી દ્વારા કરવામાં આવેલ છે. ખાસ કરીને સંક્ષેપીકરણ માટે ફકત વિષય વસ્તુને લગતા વાકયો જ અર્થ અને સંદર્ભના બદલાય તે રીતે લેવામાં આવેલ છે. **[ભા. = ભાગ, પા. = પાના નંબર, # = હદીસ નંબર, દા. ત. ૨ :૭૬ એટલે ભાગ ૨, પાના નં. ૭૬, પણ જ્યારે કુર્આનનો સંદર્ભ હોય તો, સુરા ૨, આયાત નં. ૭૬ સમજવું].**

**એ યાદ રાખવું જરૂરી છે કે પ્રખ્યાત પુસ્તકોના પ્રકાશકો ઘણા હોય છે. અલગ અલગ પ્રકાશકો દ્વારા છાપવામાં આવેલા પુસ્તકોમાં પાના નંબર બદલાઇ જતાં હોય છે. પરંતુ થોડા પરીશ્રમથી વાંચકો જોઇતો હવાલો સરળતાથી શોધી શકે છે. હવાલો શોધતી વખતે 'ઇસ્લામના મુજરીમો'નુ વર્ણન સંદર્ભીત પ્રકરણમાં શોધવાથી સંદર્ભ શોધવામાં આસાની રહેશે.**

એ જાણવું હિતાવહ છે કે ઇસ્લામના એક પ્રખર આલીમ ઉબૈદુલ્લા સીન્ધી સ્વીકારે છે કે *"હું બુખારીની હદીસોને શરમ સંકોચના કારણે કોઇ યુવાન કે ગૈર મુસ્લિમને નથી શિખવાડી શકતો."* **["ઇલ્હામુર રહમાન"ની પ્રસ્તાવના].**

ચાલો ! હવે એ જોઇએ કે તેમણે આવું કેમ કહ્યું ?

*મહમુદ બિન રાબથી રિવાયત છે કે " મને હજુ પણ યાદ છે કે જ્યારે હું પાંચ વર્ષનો હતો, ત્યારે નબી(સ.)એ પોતાનું મોઢું ખંગાળીને (કોગળા કરીને) પાણી મારા મોઢામાં નાખ્યું હતું.* **[*કિતાબુલ ઇલ્મ, ૧:૧૩૦, # ૭૭*].**

શું આપણા માનવંતા પયંગંબર સાહેબ આ સ્તરનું ધૃણાસ્પદ કામ કોઇ પણ માનવ સાથે કરી શકે ?

**કિતાબુલ ઇલ્મ, ભાગ ૧, પા.નં. ૧૩૬ ૧૩૭, હદીસ નં. ૯૧, ૯૨, ૯૩** એવા જુઠાણાઓથી ભરેલી છે કે *" નબી (સ.)ના ગાલ લાલ થઇ ગયા અને તેમનો ચહેરો ગુસ્સાથી લાલઘુમ થઇ ગયો, વિગેરે વિગેરે."* આ વાકયો નબી(સ.)ના

સ્વભાવથી વિપરીત છે અને એવું લાગે છે કે તેમને બદનામ કરવાના ઇરાદાથી ઉપજાવી કાઢેલા છે. આ તો ઘણી બધી રિવાયતોમાંથી એક ઉદાહરણ માત્ર છે, જે તેમને ગરમ સ્વભાવના ચિતરે છે. સત્ય તો એ છે કે તેઓ એકદમ ઠંડા દિમાગના અને અસાધારણ રીતે પોતાની જાત પર કાબુ ધરાવતા હતા. કુર્આન તેમના વિષે આપણને જણાવે છે કે *" એ તો અલ્લાહની કૃપા છે કે તમે લોકો સાથે સહિષ્ણુ અને દયાળુ રીતે વર્તો છો. જો તમે ઉગ્ર અને કઠોર હૃદયવાળા હોત, તો તેઓએ કયારનોય તમારી સાથેનો નાતો તોડી નાખ્યો હોત."* (**૩ :૧૫૯**).

*"પયગંબર સુલેમાને (અ.સ.) બડાઇ હાંકી કે તેઓ એક રાતમાં એકસો સ્ત્રીઓને ગર્ભવતી બનાવી દેશે, પરંતુ ફક્ત એકજ સ્ત્રી ગર્ભવતી બની અને તેણીએ અર્ધ-વિકસિત બાળકને જન્મ આપ્યો."* [***કિતાબુલ નિકાહ ૩ :૧૧૦, # ૨૨૬***].

આ દુર્ઘટનાને એક બીજી હદીસમાં પણ વર્ણવવામાં આવેલી છે અને તેમાં કહેવામાં આવેલ છે કે આવું એટલા માટે બન્યું હતું કે તેમણે એકસો સ્ત્રીઓ પાસે જતાં પહેલાં **"ઇન્શા અલ્લાહ"** નહોતું કહ્યું.

*"પયગંબર સાહેબ દરરોજ રાત્રે તેમની નવે નવ પત્નીઓની મુલાકાત લેતા હતા."*[***કિતાબુલ નિકાહ, ૩ :૫૨, # ૩૪***].

જ્યારે, બીજી બાજુ બુખારી વારંવાર લખે છે કે નબી(સ.) આખી આખી રાત નમાઝ પઢતા હતા, ત્યાં સુધી કે તેમના પગ સુજી જતા હતા.

*નબી(સ.) પોતાની બધીજ પત્નીઓ સાથે દિવસે અને રાતે એક જ કલાકમાં સંભોગ કરતા હતા અને તે પણ નાહ્યા વગર. તેમને અગિયાર પત્નીઓ હતી. રિવાયતકાર આ વાત પર ઉઠનારા વાંધાને દુર કરતાં જણાવે છે કે તેમની પાસે ૩૦ માણસોની જાતિય શક્તિ હતી.* [***કિતાબુલ ગુસલ, ૧ :૧૮૯, # ૨૨૬***].

મુલ્લાઓના વિચારોએ બહુમતી લોકો પર એવી અસર કરી છે કે આવી અપમાનજનક રિવાયતને પણ તેઓ વખાણવા લાયક ગણે છે. માનવંતા નબી સાહેબ માનવજાત માટે શ્રેષ્ઠ માર્ગદર્શક હતા. તેઓ કોઇ નિરંકુશ ઇચ્છાઓ ધરાવતા મનુષ્ય ન હતા. તેમના ઘરમાં રહેનારી સ્ત્રીઓએ મૂળભૂત રીતે જોઇએ તો આશરો લીધો હતો. ફક્ત વિકૃત મગજ ધરાવનારાઓ જ "મધર ઓફ બીલીવર્સ" એટલે કે "ઇમાનવાળાઓની માતાઓ"ને નબી(સ.) માટે મોજ મજાના સાધન તરીકે વર્ણવી શકે. બુખારી આ હદીસને મહત્તવ આપવા મથાળું આપે છે, *"એકજ સ્નાન સાથે ઘણી સ્ત્રીઓ સાથે સંભોગ"*. આ મથાળું જ મુલ્લાઓના બચાવને ટાઢું પાડી દે છે.

*બુખારીની હદીસ છે કે "નબી(સ.) એ કહ્યું હતું કે મારા અનુયાયીઓમાંથી શ્રેષ્ઠ તે છે જેની પાસે સૌથી વધારે પત્નીઓ છે."* [***કિતાબુલ નિકાહ, ૩ :૫૨, # ૬૨***].

જ્યારે કુર્આન આપણને જણાવે છે કે *"સૌથી શ્રેષ્ઠ એ છે જે આચરણમાં શ્રેષ્ઠ હોય."* (**૪૯ :૧૩**).

*બુખારીની હદીસ છે કે "નબી(સ.) એ પૂછયું "મારી પાસેથી કોણ આ ગુલામ ખરીદશે ? હજરત નઇમ તેને ૮૦૦ દિરહામમાં ખરીદી લાવેલ છે."* [***કિતાબુલ ઇકરા, ૩ :૬૬૯,# ૧૮૩૮***].

શું આપણા માનવંતા પયંગંબર સાહેબ ગુલામો વેચતા હતા ?

*બુખારીની હદીસ પ્રમાણે આયેશા(ર.અ.)એ નબી(સ.) ને કહ્યું " શું તમે નહી ઇચ્છો કે તમારૂ ઊંટ એવા વૃક્ષના પાંદડા ચરે, જેના પાંદડા કોઇ બીજાએ ચર્યા ના હોય ?" અરવા બિન ઝુબેર કહે છે કે આયશાનો મતલબ હતો કે તેઓ એકમાત્ર કુમારીકા હતા, જેની સાથે નબીએ નિકાહ કર્યા હતા !!!!!* [***કિતાબુલ નિકાહ, ૩ :૫૫, # ૭૧***].

*બુખારીની હદીસ પ્રમાણે નબી(સ.) એ તેમના સહાબા જાબીરના એક વિધવા સાથેના લગ્નની યોજનાને એમ કહીને નકારી કે "તમે કુમારીકા સાથે વિવાહ કેમ નથી કરતા, જેની સાથે તમે રમી શકો અને તે તમારી સાથે?"* [***કિતાબુલ નિકાહ, ૩:૫૫***].

નબી(સ.) તો વિધવાઓ અને તલાકશુદા સ્ત્રીઓ સાથે ખુબજ હમદર્દી રાખતા હતા.

*બુખારીની હદીસ છે કે હજરત અલી( ર.અ.) એ કહ્યું કે તેઓ "જીર્યાન" રોગથી પિડાતા હતા. ("જીર્યાન" = પુરૂષ ગ્રંથિના સ્ત્રાવનો વેડફાટ).* [***કિતાબુલ ઇલ્મ, ૧:૧૫૦,# ૧૩૨***].

આ કાલ્પનિક બિમારી વિષે પૂર્વમાં એવું માનવામાં આવે છે કે તેનાથી નપુંસકતા આવે છે. નથી લાગતું કે કોઇક નબી(સ.)ના મહાન સહાબાને બદનામ કરવા ઇચ્છે છે?

*બુખારીની હદીસ છે કે સુર્ય શયતાનના બે શિગંડા વચ્ચેથી ઉગે છે.* [***નિર્માણની શરૂઆત, ૨:૨૩૫,# ૫૦૪***].

શું આને કોઇ ટીકા ટિપ્પણની જરૂર ખરી?

*બુખારીની હદીસ પ્રમાણે પયગંબર ઇબ્રાહિમ ત્રણ વખત જુઠ્ઠું બોલ્યા હતા.* [***કિતાબુલ નિકાહ, ૩:૫૭, # ૭૮***].

અલ્લાહના મહાન પયંગંબરનું અપમાન કર્યા પછી રિવાયતકાર આ જુઠ્ઠાણાનો એકદમ મોળો બચાવ કરે છે.

*બુખારીની હદીસ પ્રમાણે ખયબરની લડાઇ પછી તેમાં કતલ થયેલા દુશ્મનના એક સૈનિકની નવવધુ સફિયા બિન્તે હુઇની સુંદરતાના લોકો વખાણ કરતા હતા. નબી(સ.)એ તેણીને પોતાના માટે પસંદ કરી લીધી. મદીના પાછા જવાના રસ્તે તેમણે પડાવ નાખ્યો અને તેણીની સાથે સંભોગ કર્યો. તેમના સહાબીઓને તેણી પત્ની છે કે રખાત તે બાબતની ખબર ન હતી. પછી, તેણીની અને લોકોની વચ્ચે પડદો કરવામાં આવ્યો, ત્યારે ખબર પડી કે તે પત્ની છે.* [***બુખારી, કિતાબુલ તિજારત અને નિકાહ, ભા. ૩:૫૭,# ૭૮***].

બીજી એક જગ્યાએ રિવાયતકાર કહે છે કે પહેલાં તેને વાહિયા કુલ્બિને સોંપવામાં આવી હતી. પરંતુ તેની સુંદરતાને લીધે, પયગંબરે તેણીને પોતાના માટે પસંદ કરી લીધી અને વાહિયાને બીજી સ્ત્રી પસંદ કરી લેવા કહ્યું!!!!!

**<u>એક મહત્ત્વની વાત</u>:** *કુર્આન (૪૭:૪) હુકમ આપે છે કે યુધ્ધ કેદીઓને અદલા-બદલીમાં કે મુક્તિ દંડના બદલામાં કે દયા ભાવથી છોડી મુકવામાં આવે. આ સિવાય બીજો કોઇ વિકલ્પ નથી. તો પછી કઇ રીતે નબી(સ.) અને તેમના સહાબીઓ લાકોને ગુલામ બનાવી શકે?*

*બુખારીની હદીસ છે કે નબી(સ.) એ કહ્યું કે "પત્ની, ઘર અને ઘોડો અપશુકનિયાળ હોઇ શકે."* [***કિતાબુલ નિકાહ ૩:૬૦, # ૮૫***].

*બુખારીની હદીસ છે કે "મારા સમય પછી સ્ત્રીઓ જ પુરૂષો માટે સૌથી મોટી આફત હશે."* [***કિતાબુલ નિકાહ ૩:૬૧, # ૮૯***].

*બુખારીની હદીસ છે કે નબી(સ.) એ એક માણસને કહ્યું કે "હું તને આ સ્ત્રીનો માલિક બનાવું છું, કારણકે તું કુર્આનની અમુક સુરાઓ મોઢે પઢી શકે છે.* [***કિતાબુલ નિકાહ ૩:૬૯, # ૧૦૯***].

*બુખારીની હદીસ છે કે એક સ્ત્રીએ પોતાની જાતને નબી(સ.) સામે રજુ કરી. નબી(સ.) એ તેણીને માથાથી પગ સુધી જોઇને પેતાનું માથું નમાવી દીધું. (તેઓને તેણીમાં રસ નહોતો).* [***કિતાબુલ નિકાહ ૩:૭૧, # ૧૧૩***].

તમે જોયું કે કેટલી હદ સુધી સ્ત્રીઓનું અપમાન છે, આ હદીસોમાં? શું આવા શબ્દો અને કામો આપણા પ્યારા અને માનવંતા નબી(સ.)ના હોઇ શકે? *કુર્આન ગવાહી આપે છે કે માનવંતા પયગંબર સાહેબ(સ.) સૌથી ઉચ્ચ સંસ્કારોવાળા અને તેમનું જીવન સમગ્ર માનવજાત માટે આદર્શ નમુનારૂપ છે.* (**૬૪:૪, ૩૩:૨૧**).

*બુખારીની હદીસ છે કે જયારે નબી(સ.)એ આયેશા સાથે લગ્ન કર્યા, ત્યારે તેણીની ઉંમર ૬ વર્ષની હતી અને જ્યારે સંભોગ દ્વારા લગ્નવિધિ સંપૂર્ણ કરી, ત્યારે તેણીની ઉંમર ૯ વર્ષ હતી.* [***કિતાબુલ નિકાહ ૩:૭૫, # ૧૨૨***].

*બીજી બાજુ, કુર્આન લગ્નને પુખ્ત ઉંમર અને માનસિક પરિપકવતા સાથે સાંકળતાં તેને પરસ્પર સહમતીથી સંધાયેલો કરાર જાહેર કરે છે.* **(૪ :૨૧).** બુખારીની આ હદીસ વિરૂધ્ધ મજબુત ઐતિહાસિક પુરાવા હોવા છતાં, આપણા મુલ્લાઓને આ પ્રકારનો કચરો જ ગમે છે. નબી(સ.)એ કોઇ પણ કામ કુર્આન વિરૂધ્ધ કર્યુ નહોતું. એક એવી પણ હદીસ છે કે હજરત આયેશા કહેતા હતા કે *"નબી(સ.) સાહેબનું વ્યકિતત્વ બીજું કંઇ નહી, પરંતુ કુર્આન જ હતું."*

*બુખારીની હદીસ છે કે "મેં જાયું કે જહન્નમના દરવાજામાં દાખલ થનાર મોટા પ્રમાણમાં સ્ત્રીઓ જ હતી."* [***કિતાબુલ નિકાહ, ૩:૯૭,# ૧૮૨*** ].

**નાકિસ્સાતી અકલ વદ્દિન** ***: ભાગ ૧, પાન ૧૯૮, કિતાબુલ હૈઝ, હદીસ #૨૯૫*** *પ્રમાણે નબી(સ.) સ્ત્રીઓના એક ટોળા પાસેથી નિકળ્યા. તેમણે તેઓને કહ્યું કે, "હે સ્ત્રીઓ, સદકો આપતા રહો, કારણકે મેં તમને વધારે પ્રમાણમાં જહન્નમમાં સળગતી જોઇ છે." જ્યારે, તેણીઓએ કારણ પુછ્યું, તો તેમણે કહ્યું:*

- *તમે વધારે પ્રમાણમાં બદ્દુઆ કરો છો.*
- *તમે તમારા પતિઓની આભારી નથી હોતી.*
- *બુધ્ધિ અને ધર્મ બંનેમાં અધૂરી હોવા છતાંપણ, તમે એટલુ વર્ચસ્વ ધરાવો છો કે તમે બુધ્ધિશાળી પુરૂષો પર છવાઇ જાઓ છો. તમે એવી બનાવટ છો કે જેના જેવી બીજી બનાવટ કદી જોવામાં નથી આવી."*
- *શું સ્ત્રીની ગવાહી પુરૂષની સરખામણીમાં અડધી નથી? આ તમારી બુધ્ધિમાં ખામી દર્શાવે છે.*
- *અને ધ્યાન રહે, માસિક દરમિયાન સ્ત્રીને નમાઝ કે રોઝાની છુટ નથી. આ ધર્મમાં રહેલી ખામી દર્શાવે છે."*

પ્રિય વાચકો, કુર્આન જાતિય સમાનતા પર ખાસ ભાર મૂકે છે. કુદરતે જ સ્ત્રી અને પુરૂષ બંનેનો ભૌતિક અને શારીરિક બાંધો બનાવ્યો છે. તેથી બુધ્ધિ અને ધર્મની ખામીનો પ્રશ્ન જ ઉભો થતો નથી. આ પ્રકારની રિવાયતો સ્ત્રીઓને ગુલામ બનાવવા માટે ઉપજાવી કાઢવામાં આવેલ છે. કુર્આન કયાંય નથી કહેતું કે સ્ત્રીઓની ગવાહી પુરૂષ કરતાં અડધી છે. કોઇપણ શક વગર, તમને એવા મુલ્લા અને મુલ્લાણીઓ મળશે જે આવા મહાન માનભંગને બચાવવાનો કે સમજાવવાનો પ્રયત્ન કરશે.

સ્ત્રીઓની ગવાહી વિષે કુર્આનમાં આયાત નં. **૨ :૨૮૨** છે. પહેલાં એ બાબત ધ્યાનમાં લો કે જે વિષયની ચર્ચા ચાલી રહી છે તે ઉછીની વસ્તુ કે રકમ વિષેની છે. આયાત કહે છે કે બે પુરૂષોએ (એક નહીં) લખાણ પર ગવાહ બનવાનું છે. જો બે પુરૂષ હાજર ના હોય તો, એક પુરૂષ અને બે સ્ત્રીને તમે સંતોષકારક ગવાહ તરીકે સ્વીકારો. જેથી કરીને એક સ્ત્રી કદાચ વિચલિત થાય(દા.ત. બાળક દ્વારા) કે મુંઝવણ અનુંભવે તો સાથેની સ્ત્રી તેને યાદ અપાવે અને મદદ કરે. આમ, બીજી સ્ત્રી અદાલતમાં ગવાહ તરીકે નહીં, પણ પહેલી સ્ત્રીની સહાયક તરીકે હોય છે.

*બુખારીની હદીસ છે કે "ફિત્નો પૂર્વમાં છે."* [***કિતાબુલ તલાક, ૩:૧૩૨, #૨૭૫***].

જ્યારે, કુર્આન પયગંબર સાહેબને **"રહમતુલ આલમીન"** એટલે કે **"આખી દુનિયા માટે રહમત"** ગણાવે છે, ત્યારે પયગંબર સાહેબની દષ્ટિ આવી સંકુચિત કઇ રીતે હોઇ શકે?

*બુખારીની હદીસ પ્રમાણે આયેશાએ નબી(સ.)ને કહ્યું કે "ઓહ! મારૂં માથું ફાટી રહ્યું છે." તો તેમણે કહ્યું કે "મારી ઇચ્છા એવી છે કે તે ફાટી જાય અને હું તારી મગફિરત માટે દુઆ કરૂં." આયેશાએ જવાબ આપ્યો કે, "તમે ઇચ્છો છો કે હું મરી જાઉ જેથી કરીને તમને આગલી રાત બીજી પત્ની સાથે વિતાવવા મળે."* [***કિતાબુત ત્તિબ્બ, કિતાબુલ મેડીસીન, ૩:૨૪૭, # ૬૨૬*** ].

*બુખારીની હદીસ છે કે "રકતપિતિયાથી એવી રીતે ભાગો જેવી રીતે સિંહથી ભાગો છો."* [***કિતાબુત ત્તિબ્બ, કિતાબુલ મેડીસીન, ૩:૨૫૯,*** #૬૬૭].

એ ખુબ જાણીતી વાત છે કે રકતપિત્ત ફેલાવવા માટે વર્ષોનો સંપર્ક જોઇએ. છતાંપણ, આપણે ઘણી હદીસોમાં વિરોધાભાષ જોઇએ છીએ. **"લા ઉદ્વા વ લા તીઅરા વ લા હામ્મા"** એટલે કે **" ચેપ, અપશુકન અને પેટમાં ભુખનો સાપ જેવું કાંઇ નથી."**

*બુખારીની હદીસ પ્રમાણે એક માણસે પૂછયું કે, "અમે ગુલામડીઓથી આવક મેળવીએ છીએ, (બીજી રિવાયતો વૈશ્યાવૃતિ વર્ણવે છે), તો શું અમે તેમની સાથે "અઝલ" કરી શકીએ?" નબી(સ.)એ કહ્યું કે "તેમાં કોઇ ગુનો નથી."* [***કિતાબુલ કદર, ૩:૫૪૩, # ૧૫૧૪***].

"અઝલ" એટલે સંભોગ દરમ્યાન યોનિ બહાર સ્ખલન કરવું. વીસમી સદીના પ્રખ્યાત મુલ્લા મૌદુદી આ હદીસ વિષે ટીપ્પણી કરતાં કહે છે કે, *"એ વાતની માલિકને આઝાદી છે કે ગુલામડીને બીજા સાથે પરણાવી દે, છતાં સંભોગ સિવાયની તેણીની સેવાઓ મેળવી શકે છે."* [**તફહીમ ૧:૩૪૦**].

*બુખારીની હદીસ પ્રમાણે કેટલાક લોકો મદીનામાં બિમાર પડયા. નબી(સ.)એ તેમને ઊંટનું દુધ અને પેશાબ પીવાની સલાહ આપી. જ્યારે તેઓ સાજા થઇ ગયા, ત્યારે તેમણે ભરવાડને મારી નાખ્યો. નબી(સ.)એ હુકમ આપ્યો કે તેમના હાથ અને પગ કાપી નાખવામાં આવે અને તેમની આંખો ફોડી નાખવામાં આવે. તેમને ગરમ રેતી પર સુવડાવી દેવામાં આવ્યા. જયારે તે લોકોએ પાણી માગ્યું તો તેની મનાઇ કરવામાં આવી. ત્યાંસુધી તેઓ રેતીમાં તડપતા રહ્યા, જ્યાં સુધી તેઓ મરી ના ગયા.* [***કિતાબુલ મહરબૈન, કિતાબુત ત્તિબ્બ, ૩:૨૫૪, # ૬૪૬***].

પ્રિય વાચકો, શું દયાળુ અને કૃપાળુ પયગંબર સાહેબ માણસો ઉપર આવો અત્યાચાર કરી શકે ? શું એ શકય નથી કે આ રીવાયત કરનારા નબી(સ.)ને દયાહીન સાબિત કરવા માંગતા હોય ? શું આ રવિાયત કરનારા મુસ્લીમ હોઇ શકે ?

*બુખારીની હદીસ છે કે "કાળી સ્ત્રીને સપનામાં જોવી એ આવનારા કે આવી પહોંચેલા વ્યાપક રોગચાળાની નિશાની છે."* [***કિતાબુલ ત્તાબિર, ૩:૭૦૬, # ૧૯૨૩***].

બિચારી સ્ત્રીઓ ! લો હજુ વધારે વાંચો, ...

*બુખારીની હદીસ પ્રમાણે નબી(સ.)ના પત્ની એક સવારે મોડા ઉઠ્યા. નબી(સ.)એ કહ્યું "ઘણી સ્ત્રીઓ જેઓ આ દુનિયામાં કપડાં પહેરે છે, તેમને નાગી ઉઠાડવામાં આવશે."* [***કિતાબુલ ફતન, ૩:૭૧૮, # ૧૯૫૦***]. જુઓ !

ઇમાનવાળાઓની માતા તરફ ઉછાળવામાં આવેલ કિચડ !!

*બુખારીની હદીસ પ્રમાણે કેટલાક મુસ્લીમો મુનાફિકો અને મુર્તિપૂજકો જોડે મળી ગયા હતા અને તેઓને નબી(સ.) પર હુમલા કરવા બોલાવતા હતા.* [***કિતાબુલ ફતન, ૨:૭૨૩, # ૧૯૬૫***]. *જ્યારે કુર્આન પ્રમાણે નબી(સ.)ના બધા જ સહાબીઓ પાકકા ઇમાનવાળા હતા અને અલ્લાહ તઆલા તેમનાથી રાજી હતા.* **(૮:૭૪, ૯:૧૦૦).**

*બુખારીની હદીસ પ્રમાણે નબી(સ.)એ કહ્યું કે, "કયામતના દિવસે મને સૌથી પહેલાં ઉઠાડવામાં આવશે. હું જોઇશ કે અર્શનો એક પાયો પકડીને મુસા(અ.સ.) ઉભા છે."* [***કિતાબુત તફસીર, ૨:૭૮૪, # ૧૭૫૦***].

આ હદીસ સાચ્ચે જ કોઇ યહુદી દ્વારા ઉપજાવી કાઢવામાં આવી છે, જે નબી(સ.)નો દરજ્જો મુસા( અ.સ.)થી ઉતરતો બતાવે.

*બુખારીની હદીસ પ્રમાણે નબી(સ.) એ કહ્યું કે, "હું બહાર ચાલી રહ્યો હતો અને અચાનક જ ગારે હીરામાં જે ફરીસ્તો જોયો હતો, તેને પોતાના સિંહાસન પર બેઠેલો જોયો, અને તે સિંહાસન પૃથ્વી અને આકાશમાં ફેલાયેલુ હતુ. હું એટલો બધો ગભરાઇ ગયો કે જમીન ઉપર પડી જવાની તૈયારીમાં હતો."* [***ઉદ્ભવની શરૂઆત, ૨:૨૨૪, # ૪૭૧***].

નબી(સ.) દુનિયાના સૌથી હિંમતવાન વ્યકિત હતા અને ફરીસ્તાઓ નબીઓ સાથે મજાક નથી કરતા.

*બુખારીની હદીસ પ્રમાણે નબી(સ.) એ મુહમ્મદ બિન મુસ્લિમાને એ છુટ આપી હતી તે કાબ બિન અશરફ નામના કાફીરને ધોખાથી મારી નાખે.* [***કિતાબુલ જિહાદ, ૨:૧૩૪, # ૨૮૨***].

*બુખારીની હદીસ પ્રમાણે નબી(સ.) જ્યારે પણ આસમાનને વાદળોથી ઘેરાયેલું જોતા તો ખુબજ બેચેન અને ભયભીત થઇ જતા.* [***ઉદ્ભવની શરૂઆત, ૨:૨૧૩, # ૪૪૦***].

નબી(સ.) હંમેશા અંધશ્રધ્ધા અને અપશુકનની વિરૂધ્ધ હતા અને ખુબજ હિંમતવાન હતા. પરંતુ આ મુલ્લાઓના બહાના સાંભળો. *"એ તો એમને એવું હતું કે કયાંક અલ્લાહનો અઝાબ ના આવી જાય તેમની ઉમ્મત પર."* શું ! આખુ કુર્આન વાંચી જાઓ અને તમને ખબર પડી જશે કે દરેક પયગંબરને આવનાર અઝાબ વિષેની માહિતિ પહેલાંથી આપી દેવામાં આવતી હતી.

*બુખારીની હદીસ પ્રમાણે હુરો (સ્વર્ગની અપ્સરાઓ ) મોટા સ્તનોવાળી અને માસિકથી મુકત હશે.* [***ઉદ્ભવની શરૂઆત, ૨:૨૨૨૫, # ૪૭૩***].

આવી ઉપયોગી માહિતિ માટે ધન્યવાદ !!!!

**<u>જરૂરી નોંધ</u> :** *"હુર" એ અરબીનો બહુવચની શબ્દ છે અને તેનો અર્થ થાય છે "પવિત્ર અને હોંશિયાર જોડીદારો". "અહવાર" પુલિંગ છે અને "હાવરા" સ્ત્રીલિંગ શબ્દ છે. સ્વર્ગમાં આવા જોડીદારો મળવાની વાત કુર્આનની આયાત નં.* ***૪૪:૫૪*** *અને* ***૫૨:૨૦માં*** *કરવામાં આવી છે. સદીઓથી આપણા ઇતિહાસકારો અને ઇમામોએ હુરોને ફકત સ્વર્ગની કામોત્તેજક સ્ત્રીઓ તરીકે જ દર્શાવી છે.*

*બુખારીની હદીસ પ્રમાણે નર્કની આગે અલ્લાહને ફરીયાદ કરી કે "મારો એક ભાગ બીજા ભાગને ખાઇ રહ્યો છે." તેથી તેને બે શ્વાસ લેવાની છુટ આપવામાં આવી. એક ઉનાળામાં અને એક શિયાળામાં. એટલે જ ઋતુઓ બદલાય છે.* [***ઉદ્ભવની શરૂઆત, ૨:૨૩૧, # ૪૯૫***].

*બુખારીની હદીસ છે કે "અઝાન સાંભળીને શૈતાન પાદતો પાદતો ભાગે છે."* [***ઉદ્ભવની શરૂઆત, ૨:૨૩૭, # ૫૧૫***].

*બુખારીની હદીસ છે કે "શૈતાન તમારા નાકમાં રાત્રે આરામ કરે છે."* [***ઉદ્ભવની શરૂઆત, ૨:૨૪૧, # ૫૨૭***].

*બુખારીની હદીસ છે કે "કુકડાને ફરીસ્તા અને ગધેડાને શૈતાન દેખાય છે."* [***ઉદ્ભવની શરૂઆત, ૨:૨૪૩, #૫૩૩***].

યાદ રાખો ! શૈતાન કોઇ બહારની અસ્તિત્વ ધરાવતી વસ્તુ નહીં, પણ તે આપણી પોતાની સ્વાર્થી ઇચ્છાઓ છે.

*બુખારીની હદીસ છે કે મોટા ઉંદરો બની ઇઝરાયેલના ખોવાયેલા કબીલાઓ છે કારણકે તેઓ ઊંટનું દુધ નથી પીતા, પરંતુ બકરીનું દુધ પીવે છે.* [***ઉદ્ભવની શરૂઆત, ૨:૨૪૪, # ૫૩૮***].

ઊંટ ખાવાને બની ઇઝરાયેલ હરામ સમજે છે.

ઉપરના વાકયો પર કોઇ ટીપ્પણીની જરૂર નથી સિવાય કે, ફકત મુર્ખ મગજ જ આ વાકયોને આ ગ્રહના સૌથી વિદ્વાન વ્યકિતના હોવાનું સ્વીકારી શકે.

*બુખારીની હદીસ છે કે "પાંચ જાનવરો પાપી છે. તેમને તમે મારી નાખો. પછી ભલેને તે મકકામાં હોય : મોટા ઊંદરો, વિંછી, ગરૂડ, કાગડો અને હડકાયું કુતરૂં."* [***ઉદ્દ્ભવની શરૂઆત, ૨:૨૪૫, # ૫૪૩***].

*બુખારીની હદીસ છે કે "નબી(સ.) એ કુતરાઓને મારી નાખવાનો હુકમ આપ્યો.* [***ઉદ્દ્ભવની શરૂઆત, ૨:૨૪૫, #૫૪૩***].

બીજી એક એવી પણ હદીસ છે જે કહે છે કે બધા કાળા કુતરા મારવાનો હુકમ આપ્યો હતો.

*બુખારીની હદીસ છે કે "સ્ત્રીઓને પાંસળીમાંથી બનાવવામાં આવી છે, તેથી તેઓ હંમેશાં વાંકી અને અપ્રમાણિક રહેશે. જો તમે તેને સીધી કરવાનો પ્રયત્ન કરશો તો તુટી જશે."* [પ્ર. ઉદ્દ્ભવની શરૂઆત,૨:૨**૫૧** #૫૫૯].

આ બાઇબલનું વાકય છે. બીજી જગ્યાએ ઉમેરે છે કે, *"અને લાભ લણો."* કુર્આનમાં કોઇપણ જગ્યાએ એવું નથી કહ્યું કે સ્ત્રીઓને પાંસળીમાંથી બનાવવામાં આવી છે.

*બુખારીની હદીસ છે કે "જો બની ઇસરાઇલ ના હોત તો માંસ કોઇ દિવસ ના સડતું અને જો હવ્વા ના હોત, તો કોઇ સ્ત્રી પોતાના પતિ સાથે બેવફાઇ ના કરતી."* [પ્ર. ઉદ્દ્ભવની શરૂઆત, ૨:૨૫૧ #૫૫૯].

*બુખારીની હદીસ છે કે "પયગંબર અય્યુબ અ.સ. નહાઇ રહ્યા હતા અને અચાનક તેમની ઉપર સોનેરી ફળો પડવા લાગ્યા."* [**કિતાબુલ અંબિયા, ૨:૨૮૧, # ૬૧૬** ].

*બુખારીની હદીસ પ્રમાણે પયગંબર સાહેબના પુનિત પત્નિ મૈમુનાએ કહ્યું કે તે નબી(સ) ને સંભોગ પછીના સ્નાન વખતે ત્યાં સુધી તાકીને જોઇ રહી, જ્યાંસુધી તેમણે પોતાના ગુપ્તાંગો ના ધોયા.* [***કિતાબુલ ગુસલ, ૧ :૧૯૩, #૨૭૬***].

નબી(સ)એ જાહેર કર્યું હતું કે લજ્જા એ ઇમાનનો ભાગ છે અને લજ્જા એ ઇમાન સાથે બંધાયેલ છે. છતાંપણ, મુલ્લાઓ સદીઓથી રટણ કરી રહ્યા છે કે, "ધર્મમાં કોઇ શરમ નથી". આમ, ઘણી સ્ત્રીઓ માનભંગ થયેલ છે. એક હદીસ ઉપજાવી કાઢવામાં આવી, હજરત આયેશાના નામે કે તેમણે એક અન્સાર સ્ત્રીના વખાણ એટલા માટે કર્યા કે તેણીએ લાજ શરમની ચિંતા કર્યા વગર સવાલ પુછયા. આપણા ઇમામો અને મુલ્લાઓ માટે ધર્મને લગતા મોટા ભાગના સવાલોનો સંબંધ સંભોગ, નગ્નતા, માસિક, રખાતો, ગુલામડીઓ, બહુપત્નીત્વ, તલાક અને તેના જેવી બીજી બધી વસ્તુઓ સાથે જ છે. બીજું એક બેશર્મીનું ઉદાહરણ જોઇએ.

*બુખારીની હદીસ પ્રમાણે અબુ હુરૈરાહથી રિવાયત છે કે "જ્યારે ગુપ્તાંગોની ટોચ મળે, એટલે કે પુરૂષ સ્ત્રીના બે પગ વચ્ચે બેસે અને ધકકો મારે, ત્યારે ગુસલ ફરજીયાત થઇ જાય છે.* [**કિતાબુલ ગુસલ, ૧:૧૯૫, #૨૮૬** ].

ઝીણવટભરી માહિતિ માટે ધન્યવાદ!

*બુખારીની હદીસ પ્રમાણે આયશાએ કહ્યું, "મારા માસિક દરમ્યાન નબી(સ) મારા ખોળામાં તકિયો મુકીને કુરાનની તિલાવત કરતા."* [**કિતાબુલ ગુસલ, ૧:૧૯૭, # ૨૯૨** ].

*બુખારીની હદીસ છે કે "જયારે નબી(સ) ને માસિકની હાલતમાં રહેલી પત્ની સાથે સંભોગ કરવાની ઇચ્છા થતી, ત્યારે તેઓ તેણીને લંગોટ બાંધવાનુ કહેતા, પછી ભલેને માસિક ચરમસીમાએ હોય, અને પછી તેઓ સંભોગ કરતા."* જેણે પણ આ હદીસ ઘડી કાઢી હશે તેણે છેલ્લે એક વિરોધાભાષી વાકય લખ્યું છે કે, *"આયેશાએ કહ્યું છે કે તમારામાંથી કોઇપણ પોતાની ઇચ્છાઓને નબી(સ) જેટલી કાબુમાં ના રાખી શકે."* [**કિતાબુલ હૈઝ, ૧:૧૯૮,# ૨૯૫** ].

આ હદીસનું મથાળું મારવામાં આવ્યું છે, **"મુબાશિરાતિલ હૈઝ". "મુબાશિરાત"**નો અર્થ સંભોગ થાય છે. પરંતુ મુલ્લાઓ આ હદીસનો લુલો બચાવ કરતાં કહે છે કે તેનો અર્થ વહાલ કરવો થાય છે. જો આ ખુલાશો આપણે સ્વીકારીએ તો પણ આ કઇ પ્રકારની મર્યાદા કે પોતાની જાત પરનો કયા પ્રકારનો કાબુ ?

*અબુ હુરેરાથી રિવાયત છે કે નબી(સ)એ કહ્યું કે, "હું નમાઝ પઢી રહ્યો હતો. શૈતાન મારી સામે આવ્યો અને મારી નમાઝ તોડાવવાની કોશીષ કરી. અલ્લાહે મને તેની ઉપર કાબુ આપી દીધો અને મેં એને પછાડયો. મને વિચાર આવ્યો કે તેને થોભલા સાથે બાંધી દઉં, જેથી સવારે તમે લાકો તેને જોઇ શકો."* [***તહજ્જુદ, ૧:૪૬૯, # ૧૧૩૧*** ].

એક બીજી હદીસ મુજબ દરેકનો શેતાન તેની અંદર જ હોય છે. આનું વર્ણન કરતાં માનવંતા નબી(સ)એ કહ્યું હોવાનું કહેવાય છે કે " મારી અંદર પણ શેતાન હતો, પરંતુ મેં તેને મુસ્લિમ બનાવી દીધો."

*બુખારીની હદીસ પ્રમાણે ઉપવાસ કરવાથી ખસ્સી થઇ જાય છે.* [***કિતાબુલ સોમ, ૧:૬૮૫, # ૧૭૮૦*** ].

મુસ્કરાઓ!!

*બુખારીની હદીસ પ્રમાણે આયેશા કહે છે કે "નબી(સ) ઉપવાસ રાખ્યો હોવાછતાં અમારી સાથે સંભોગ કરતા હતા અને ઊંડું ચુંબન કરતા હતા." પછી તે શરમાઇ ગઇ અને મોં ફેરવી લીધું.* [**કિતાબુલ સોમ, ૧ :૬૯૧, # ૧૭૯૮ અને ૧૭૯૯** ].

*બુખારીની હદીસ પ્રમાણે ખોલા બિન્તે હકીમે પોતાની જાતને નબી(સ) સામે રજૂ કરી. આયેશાએ આશ્ચર્ય વ્યકત કર્યુ કે "આ સ્ત્રીને શરમ નથી આવતી કે પોતાની જાત એક પુરૂષને સોંપી દે છે." પરંતુ નબી(સ)ને વહી આવે છે અને આયેશા ફરિયાદ કરે છે કે "ઓ રસુલલ્લા, હું જોઇ રહી છું કે તમારો ખુદા તમારી ઇચ્છાઓને જલ્દી જલ્દી પુરી કરે છે."* [**કિતાબુલ નિકાહ, ૩ :૬૭, # ૧૦૨** ].

અહીં કોઇ મુજરીમ વહીમાં શક પેદા કરવાનો પ્રયાસ કરી રહ્યો છે.

*બુખારીની હદીસ પ્રમાણે જ્યારે નબી(સ) જાઉનની દીકરી પાસે ગયા અને જેવા તેણીની વધુ નજીક ગયા, તેણીએ કહ્યું "હું તમારા વિરૂધ્ધ અલ્લાહની પનાહ ચાહું છું." નબી(સ)એ કહ્યું કે, "તેં મહાન અલ્લાહ પાસે પનાહ માંગી લીધી, તો હવે તારા ઘરે જતી રહે."* [**કિતાબુલ તલાક, ૩ :૧૧૫, # ૨૩૭** ].

નબી(સ) માટે આનાથી મોટી કઇ માનહાની વિચારી શકો ? શું બુખારી મુસલમાન હતા ?

*બીજી એક હદીસમાં લખ્યું છે કે સુંદર જાઉનિયા (જાઉનની દીકરી) ને બગીચામાં લાવવામાં આવી. નબી(સ)એ પોતાના સહાબીઓને બહાર રાહ જોવા કહ્યું અને ખજુરીના ઝાડમાંથી બનાવેલા ઘરમાં પ્રવેશ કર્યો. તેમણે જાઉનિયાને કહ્યું "તારી જાત મને સોંપી દે." તેણીએ કહ્યું "શું એક રાણી પોતાની જાત એક ચોરને સોંપી શકે ? હું તમારી વિરૂધ્ધ અલ્લાહની પનાહ ચાહું છું."* [**કિતાબુલ તલાક, ૩ :૧૧૫, # ૨૩૮** ].

*બુખારીની હદીસ પ્રમાણે નબી(સ)એ ઉમૈમા બિન્તે શરાહીલ સાથે નિકાહ કર્યા. પરંતુ જ્યારે તેઓ તેણી પાસે ગયા અને પોતાનો હાથ તેણી તરફ લંબાવ્યો તો તેણીને પસંદ ના આવ્યું.* [**કિતાબુલ તલાક, ૩ :૧૧૫** ].

સદ્નસીબે, નીચ રિવાયતકારો અને **"તજજ્ઞ"** બુખારીમાં એટલી હિંમત ન હતી કે નબી ઉપર આ બંને સ્ત્રીઓ ઉપર બળાત્કાર કરવાનો આરોપ મૂકે.

## <u>પ્રારબ્ધવાદ (નસીબ):</u>

*બુખારીની હદીસ પ્રમાણે, અલ્લાહે દરેક કુખ પર ફરીસ્તો નિમણૂંક કર્યો છે. તે રહમાન અલ્લાહને ખબર પહોંચાડે છે કે, "મારા માલિક! વિર્ય જમા થઇ ગયું છે. હવે તે લોહી બની ગયું. મારા માલિક! હવે તે માંસનો ટુકડો બની ગયું." જયારે અલ્લાહ પોતાના સર્જનને સંપૂર્ણ કરવા ચાહે છે, ત્યારે ફરીસ્તો પુછે છે કે "આ નર હોવું જોઇએ કે માદા? લુચ્ચુ કે ઇમાનદાર? કેટલી દોલત, ઉંમર વિગેરે વિગેરે. પછી ફરીસ્તો આ બધું માની કુખમાં લખી નાખે છે."* [**કિતાબુલ હૈઝ, ૧:૨૦૩, # ૩૦૯**].

પ્રિય વાંચકો! કોઇ શક નથી કે વિચારનાર વ્યકિત સવાલ કરશે કે 'તો પછી દિવ્ય માર્ગદર્શન ઉતારવાની શું જરૂર?' શું આ હદીસ માનવામાં આવે તો તે ઇસ્લામને એક વિચિત્ર કલ્પનામાંથી બનેલો ધર્મ સાબિત નથી કરતી?

બુખારીની હદીસ પ્રમાણે નબી(સ)એ પોતાની પત્ની સફિયાને કહ્યું કે, *"હે ટકલી! નાશવંત!"* [**કિતાબુલ તલાક, ૩:૧૪૩,# ૩૦૨**]. *અને "હે બાંઝ! શું તું અમને રોકી શકીશ?"* [**કિતાબુલ મનાસિક, ૧:૬૪૨, # ૧૬૪૧**].

પ્રિય વાંચકો! આ પુસ્તકના ઘણા ફકરાઓ મનને ઠેસ પહોંચાડનારા છે. અમે તેમને ઘણા ભારે હૃદય સાથે નકલ કર્યા છે. આ કાર્ય હાથમાં લેવાનું કારણ ફકત એ જ છે કે આવનારી પેઢી આ માનહાનીઓને ઇસ્લામનો ભાગ ના સમજે. એ ખુબ જરૂરી છે કે આ વિલક્ષણતાઓને બદનક્ષી તરીકે જોવામાં આવે.

*ઉમરો બીન મૈમુન રિવાયત કરે છે કે, "જાહિલિયતના સમયમાં, મેં એક વાંદરાને જોયો, જે બીજા વાંદરાઓના ટોળા વચ્ચે ઘેરાયેલો હતો. તેણે એક વાંદરી સાથે વ્યભિચાર કર્યો હતો. તેથી, બધા વાંદરાઓએ તેને પથરા મારીને મારી નાખ્યો. મેં પણ પથરા માર્યા."* [**કિતાબુલ મનાકિબ, ૨:૪૪૫, # ૧૦૩૦**].

ઇબ્ને હજર અસ્કાની આ હદીસને આગળ સમજાવતાં પોતાની કિતાબ **"શરહ સહીહ બુખારી" પ્ર.૭, પા. ૧૨૧** પર લખે છે કે: *ઉમરો બિન મૈમુને કહ્યું કે, "હું યમનમાં એક ઊંચી જગ્યાએ ઉભો હતો. એક વાંદરો એક વાંદરીને લઇને આવ્યો અને તેણીના હાથ પર માથું મુકીને સુઇ ગયો. ત્યાર પછી એક જવાન વાંદરો આવ્યો અને આંખોથી સંકેત કર્યો. વાંદરીએ ધીરે રહીને પોતાનો હાથ માથા નીચેથી કાઢી લીધો અને બીલ્લી પગે ત્યાંથી જતી રહી. તેણીએ ત્યારપછી જવાન વાંદરા સાથે વ્યભિચાર કર્યો, જે મેં મારી આંખોથી જોયું. આ કર્મ કર્યા પછી તેણી પાછી ગઇ અને પોતાનો હાથ પાછો માથા નીચે મુકવાનો પ્રયત્ન કર્યો. વાંદરો જાગી ગયો અને તેને લાગ્યું કે દાળમાં કંઇક કાળુ છે. તેણે તેણીને સુંઘી જોઇ અને તેને બધી વાત સમજમાં આવી ગઇ. તેણે બુમો પાડવાનું શરૂ કર્યું અને ઘણા વાંદરા જમા થઇ ગયા. તે બુમો પાડતો ગયો અને પોતાનો હાથ વાંદરી તરફ ચીંધતો રહ્યો. બધા વાંદરા અલગ અલગ દિશામાં ભાગ્યા અને થોડી વારમાં પેલા જવાન વાંદરાને પકડીને લઇ આવ્યા. હું પણ ઓળખી ગયો. તેઓએ જમીનમાં ખાડો કર્યો અને બંનેને ત્યાં પથ્થરો વડે મારી નાખ્યા."* પ્રિય વાંચકો! આપણા મુલ્લાઓ આ હદીસ આગળ ધરે છે પથ્થર મારવાની સજાને સાબિત કરવા, જેનું કુર્આનમાં કોઇ સ્થાન નથી. શું તમને મજા આવી, એ જાણીને કે જાનવરો વ્યભિચાર જેવો ગુનો કઇ રીતે કરે છે અને વાંદરાઓના પોલીસ દળની શીઘ્રતાની? આશ્ચર્યજનક રીતે, મેરીલેન્ડમાં એક મુલ્લો આ હદીસનો બચાવ કરતાં કહેવા લાગ્યો કે, "ઓહ! આ બધું તો જાહિલિયતના સમયમાં થયેલું." તો શું તે સમયે કુદરતના નિયમો અલગ હતા?

*"શું તમે કયારેય કોઇ જાનવરને ખોડ સાથે પેદા થતાં જોયું છે?"* [**કિતાબુલ મય્યત, ૧:૫૨૫, # ૧૨૯૫** ].

જાનવરો ખોડખાંપણવાળા પેદા થાય જ છે. કોઇ અજ્ઞાનીએ પોતના અજ્ઞાનને આ રિવાયત દ્વારા એ વખતની દુનિયાના જ્ઞાનીને માથે થોપવાનો પ્રયત્ન કર્યો છે.

*અબ્દુલ્લાહ ઇબ્ને ઉંમર કુર્આન પઢી રહ્યા હતા. જયારે તેઓ આયાત **૨:૨૨૩** પર પહોંચ્યા, તો તેમણે નાફેને પુછયું કે તે આયાતનો અર્થ જાણે છે? પછી તેઓ સમજાવવા લાગ્યા કે "તમારી સ્ત્રીઓ તમારા ખેતરો છે, તેથી તેમાં ફાવે તેમ પ્રવેશી શકો છો, જો તમે ઇચ્છો તો ...."* [**કિતાબુત તફસીર, ૨:૭૨૯, # ૧૬૪૧**].

એ વાત હેરત પમાડે છે કે મૂળ અરબી લખાણમાં પણ જગ્યા છોડેલી છે. આ ખુબજ ભયંકર માનહાનીના જવાબમાં આ આયાતનો સાચો અર્થ છે:

**"યાદ રાખો! સમાજની સ્ત્રીઓ તમારી ભાવી પેઢીઓની રખેવાળ છે. એવી જ રીતે, જેવી રીતે જમીન બીજમાંથી ફૂલછોડ ઉગાડે છે." કુર્આન [૨:૨૨૩]**

*"જ્યારે સ્ત્રી પોતાના પતિ સાથે પલંગ પર જવાની (સંભોગ કરવાની) ના પાડે છે તો ફરીસ્તાઓ સવાર સુધી તેણી ઉપર લાનત મોકલે છે.* [**કિતાબુલ નિકાહ, ૩:૯૬, # ૧૭૮**].

**કોઇપણ માણસે પોતાના પરીવાર પાસે રાત્રે ના પહોંચવું**. કેમ? એક ઉપજાવેલી હદીસ પ્રમાણે, *નબી*(સ) *સહાબાઓને સવાર ના પડે ત્યાંસુધી ઘરે જવાની ના પાડતાં કહેતા હતા કે, "શું તમારામાંથી કોઇ એવું પસંદ કરશે કે તે પોતાની પત્નીને બીજા પુરૂષ સાથે પથારીમાં જુએ?"* [**કિતાબુલ નિકાહ, ૩:૧૧૧, # ૨૨૮**].

આવું જ સાંભળો મુલ્લાહ રૂમી પાસેથી: *"જ્યારે સહાબાઓ નબી સાથે જંગ પર જતા, ત્યારે તેમાંના કેટલાકની પત્નીઓ બીજા પુરૂષો સાથે સંબંધો રાખતી હતી."* [**મુલ્લાહ જલાલુદ્દિન રૂમી, ફિહ મા ફિહ, સલિમ ચિસ્તી, ઇસ્લામી તસવ્વુફ, પા.નં. ૬૬** ].

અગણિત હદીસો પવિત્ર નબી(સ)ને કાયમી જુનુબની પરિસ્થિતિમાં સાબિત કરવા બનાવાઇ છે. **"જુનુબ"** એ સંભોગ પછીની નાપાક સ્થિતિને કહે છે. વાચકોએ ફક્ત બુખારીની કિતાબુલ ગુસલના પ્રકરણ નં. ૧ને વાંચવાની જરૂર છે. નબી(સ) ઇતિહાસની દુનિયામાં સૌથી મોટી ક્રાંતિ લાવવામાં વ્યસ્ત હતા. તો પછી તેમની પાસે આ ઉટપટાંગ વર્તન માટે સમય જ કયાંથી હોય?

*નબી*(સ) *એ લોટો પાણી માંગ્યું. તેમણે પોતાના હાથ અને મોઢું એમાં ધોયું. ત્યારપછી તેમણે પોતાના મોઢામાંથી તેમાં કોગળા કર્યા. અને ત્યારબાદ આ વપરાયેલુ પાણી અબુ મુસા અને બિલાલને પીવાનો હુકમ આપ્યો.* [**કિતાબુલ વુઝુ, ૧:૧૬૧, # ૧૮૫** ].

માનનીય વાંચકો! જો તમે તમારા બાળકોને અને ગૈરમુસ્લિમોને આ પ્રકારનો ઇસ્લામ પીવડાવી શકો તો ભલે. તમારૂં ભલું થજો.

*અબુ સલમા અને આયેશાનો ભાઇ તેણી પાસે સંભોગ પછીના ગુસલની જાણકારી લેવા ગયા. તેણીએ એક ડોલ પાણી લાવી અને નહાઇ બતાવ્યું. તેણી અને તે બંનેની વચ્ચે પડદો હતો.* [**કિતાબુલ ગુસલ, ૧:૧૮૫, # ૨૪૬**].

શું કોઇ સામાન્ય સ્ત્રી પણ આ હદ સુધી બેશર્મી કરી શકે? જો પડદો હતો, તો પછી તે લોકોએ ગુસલની રીતનું પ્રદર્શન જોયું કેવી રીતે, સિવાયકે પડદો પારદર્શક હોય? શું મોઢે બતાવેલી રીત પુરતી નહોત? ફક્ત એક કમઅકકલ માણસ જ આવી હદીસો સાચી માની શકે.

*સૈયદા મેમુના વિષે કહેવાય છે કે તેઓ ફક્ત નબીને કપડાં વગર જોતા જ ન હતા, પરંતુ તેનું બયાન પણ કરતા હતા.* [**કિતાબુલ ગુસલ, ૧:૧૮૮, # ૨૬૦**].

*ઉમ્મે હાનીએ, જે અહલે બયત (નબી'સ'ના પરિવારના) નહોતા, નબીને નહાતા જોયા હતા.* [**કિતાબુલ ગુસલ, ૧:૧૯૨, # ૨૭૩**].

*અબુ હુરેરા અચાનક જગ્યા પરથી ગાયબ થઇ જાય છે. પાછળથી જ્યારે નબી કારણ પુછે છે, તો તેઓ જવાબ આપે છે કે, "હું જુનુબી હતો."* [**કિતાબુલ ગુસલ, ૧:૧૯૩,# ૨૭૬**].

અત્યાર સુધીમાં જાણી ગયા હશો કે જુનુબી એટલે શું?

**કિતાબુલ ગુસલની, પ્ર. ૧ પા. ૨૦૧, હદીસ નં. ૩૦૫** પણ ભયંકર શર્મનાક છે : સંસ્કાર અને બુધ્ધિ, બંને દષ્ટિએ. તેમાં માસિક પછી પાકી મેળવવાની રીત દર્શાવી છે. *કહેવાય છે કે નબી*(સ) *એક સ્ત્રીને સલાહ આપતા હતા કે તેણીએ રૂ લઇ, તેના ઉપર કસ્તુરીની સુગંધ લગાવી, લોહીવાળા ભાગ ઉપર લગાવવું. ત્યારબાદ આયેશાએ તે સ્ત્રીને પોતાની તરફ ખેંચી લીધી.* (શું પ્રાયોગિક પ્રદર્શન માટે ?)

**કિતાબુલ ઇલ્મની, પ્ર. ૧ પા. ૧૪૫, હદીસ નં. ૧૨૦** ઇસ્લામી ધર્મશાસ્ત્રનું સૌથી ઘોર કૃત્ય દર્શાવે છે. *અબુ હુરૈરાથી રિવાયત છે કે, ''મેં રસુલુલ્લા*(સ) *પાસેથી બે કોથળા ભરીને ઇલ્મ મેળવ્યું છે. એક કોથળો મેં જાહેર કરી દીધો છે, પરંતુ બીજો કોથળો જાહેર કરૂં તો લોકો મારૂં ગળું કાપી નાખે.''*

પ્રિય વાંચકો ! હજરત અબુ હુરેરા કયારેય આવા અર્થહીન વાકયો ના ઉચ્ચારે. આ હદીસ અબ્દુલ્લાહ ઇબ્ને સબા નામના વ્યકિતએ ઘડી કાઢી હતી, જેના દ્વારા કુર્આનના પ્રતિકાર માટે **"છુપા કે ગુઢ અર્થોના"** દરવાજાઓ ખુલી શકે. શું કુર્આન એ વાતની ગવાહી નથી આપતું કે આપણને નબી(સ)એ દિવ્ય સંદેશો પુરેપુરો પહોંચાડી દીદ્યો હતો ? શું અબુ હુરેરા નબી(સ)ના એકમાત્ર સહાબી હતા ?

## <u>કિતાબુસ્સલાત :</u>

*બુખારીની હદીસ પ્રમાણે નબી*(સ) *પોતાના જુતા પહેરીને નમાઝ પઢતા હતા.* [**કિતાબુલ સલાત, ૧ :૨૨૮, # ૩૭૬**].

શું કારણ છે કે મુસ્લિમો આ સુન્નત પર અમલ નથી કરતા !!!

બુખારીની હદીસ પ્રમાણે નબી(સ)એ કહ્યું કે *''મક્કામાં મારા ઘરની છત ફાટી અને જીબ્રાઇલ અ.સ. ઉતર્યા. મારી છાતી ખોલવામાં આવી અને તેને ઝમઝમના પાણીથી ધોવામાં આવી. ત્યારબાદ સોનાની થાળીમાં ઇમાન અને ચાતુર્ય ભરીને લાવવામાં આવ્યું અને મારી છાતીમાં ઉતારી, તેને બંધ કરી દેવામાં આવ્યુ. ત્યારબાદ ફરીસ્તાએ મારો હાથ પકડયો અને મને સીધો આકાશ તરફ લઇ ગયો.''* [**કિતાબુલ સલાત, ૧ :૨૧૫ - ૨૧૭, # ૩૩૯**].

નોંધ લેશો કે અહીં **"મેરાજ"** કે **"સ્વર્ગારોહણ"**નું વર્ણન છે. પરંતુ નબી(સ)ની કહેવાતી ૧,૨૪,૦૦૦ નબીઓની નમાઝની ઇમામતનું કે **"અલ બુર્રાક"**નું કોઇ વર્ણન નથી, જે વારંવાર બીજી હદીસોમાં આવે છે. આપણને ગ્રીક પૌરાણીક કથાઓની યાદ અપાવતું, કહેવાય છે બુર્રાક એક એવું જાનવર છે જેનું શરીર ઘોડાનું અને માથું સુંદર સ્ત્રીનું છે. તેનું એક પગલું માનવીની દૃષ્ટિસીમાના અંત પર પડે છે. વધુમાં, જો ઇમાન અને ચાતુર્ય છાતી ચીરીને નાખવામાં આવ્યું હોય તો તેઓ માનવજાત માટે નમુનારૂપ કઇ રીતે હોઇ શકે ? બીજી એક હદીસમાં છે કે બનાવ દરમ્યાન નબી(સ) ઉમ્મ હાનીના ઘરે સુઇ ગયેલા હતા. આ તો ખુલ્લી બદનક્ષી છે.

**હદીસ ૩૩૯માં** આપણે જોઇએ છીએ કે મુસા અ.સ. નબી મુહંમદ(સ)ને વારંવાર અલ્લાહ પાસે જઇને રોજની નમાઝો ૫૦ થી ૫ સુધી કરવા માટે સલાહ આપી રહ્યા છે. આપણે ત્યાં એવું સાંભળવા મળે છે કે અલ્લાહે કહ્યું કે *''આ પાંચ છે પણ પચાસ છે. અમારા શબ્દો બદલાતા નથી.''* આ વાર્તા કહેનારો મુસા અ.સ.ને નબી મુહંમદ(સ)ના માર્ગદર્શક સાબિત કરવા માગે છે. અસરાને (રાત્રીની મુસાફરીને) મેરાજ સાથે ગૂંચવી નાખી છે. અલ્લાહ બધે જ હાજર હોવાથી તેને મળવા માટે આકાશમાં જવાની માન્યતા પયાવિહિન છે. અસરા એ રાત્રીની મુસાફરી દર્શાવે છે, જે નબી(સ)એ મક્કાથી મદીના જવા માટે કરી હતી. આયાત **૨૦ :૭૭ અને ૨૬ :૫૨** માં પણ આજ શબ્દ મુસા અ.સ. અને તેમના સાથીઓ માટે વાપરવામાં આવ્યો છે. આયાત **૧૭ :૨**માં **"મસ્જીદ અલ અકસા"**નો અર્થ થાય છે **"દુરની મસ્જીદ"** અને તે મદીનાની મસ્જીદ માટે વપરાયો છે. તે એ જગ્યા હતી જ્યાં નબી(સ)ના આવવા પહેલાં મુસલમાનો જમાત સાથે ઇબાદત કરતા હતા. મદીના જે કાયમી ઇબાદતગાહ છે તેને પણ મસ્જીદ કહી શકાય.

પ્રખ્યાત **"મસ્જીદ અલ અક્સા"** જેને **"કિબ્લા એ અવ્વલ"** પણ કહે છે અને જે પેલેસ્ટાઇનમાં આવેલ જેરૂસલામમાં **"હરમ શરીફ"** તરીકે પણ ઓળખાય છે, તે હિજરી **૭૨, ઇ.સ. ૬૯૧માં** ઉમય્યાદ ખલિફા અબ્દુલ મલિક બીન મારવાનના

સમયમાં એટલે કે નબી(સ)ની વફાતના લગભગ ૬૦ વર્ષ પછી બનાવાઇ હતી. **કુર્આન પ્રમાણે પ્રથમ કિબ્લો મક્કામાં આવેલ કાબા જ હતો.** (૩:૯૬).

જેરૂસલામ, બીજા ખલીફાએ જીત્યું તે પહેલાં સદીઓથી બાઇઝેન્ટાઇન ખ્રિસ્તીઓના કબજામાં હતું અને મદીના સિવાય કયાંય પણ મસ્જીદ ન હતી કે ના કોઇ ઇબાદત કરતું હતું. તેથી નબી(સ)ના સમયમાં જેરૂસલામમાં મસ્જીદ હોવાનો સવાલ જ પેદા થતો નથી. મુસ્લીમોએ જેરૂસલામને ઇ.સ. ૬૩૭માં હજરત ઉંમરના સમયમાં જીત્યું હતું. જયારે તેઓ ત્યાં ગયા ત્યારે પોપ સેવેરીને તેમને શહેરની ચાવીઓ આપી હતી અને તેમને પવિત્ર સેપલ્ચર ચર્ચમાં નમાઝ પઢવા માટે પણ કહ્યું હતું. પરંતુ તેમણે ખુલ્લી જગ્યામાં નમાઝ પઢી હતી કારણકે તેમને ડર હતો કે ભવિષ્યમાં મુસલમાનો ચર્ચને મસ્જીદમાં બદલી કાઢશે. જો મસ્જીદ હાજર હોત, તો તેમણે ત્યાંજ નમાઝ પઢી હોત. શબ્દ **"મેરાજ"** કુર્આનમાં કયાંય આવતો નથી. છતાંપણ, ભુલભરેલી રિવાયતોની અસર હેઠળ, કુર્આનમાં ના હોવા છતાં, મોટાભાગના મુસલમાનો નબી(સ) શારીરીક રીતે આસમાનમાં અલ્લાહને મળવા જવાની માન્યતા ધરાવે છે. કુર્આન સ્પષ્ટ રીતે જણાવે છે કે સૌથી પહેલી પવિત્ર જગ્યા કાબા જ હતું, જે ઇબ્રાહિમ અ.સ. અને ઇસ્માઇલ અ.સ. ના સમયમાં મક્કાહમાં બનાવવામાં આવ્યું હતું.

> *નબી(સ) ની હાજરીમાં કેટલીક જાયદાદ (ફળ, સિક્કા, કપડા અને બીજી વસ્તુઓ) બહેરીનથી આવી હતી. તેમણે તે મસ્જીદમાં ફેલાવી દીધી હતી કારણકે તે સૌથી મોટી બક્ષીસ હતી. નબી(સ) ના કાકા, હજરત અબ્બાસ આવ્યા અને પોતાના પોટલા ભરી લીધા. પરંતુ તે તેને ઉઠાવી ના શકયા. તેમણે નબી(સ) ને ત્રણ વખત સવાલ કર્યો કે કોઇ તેમને ઉંચકવામાં મદદ કરે. પણ નબી(સ) એ ત્રણ વખત ના પાડી. હજરત અબ્બાસે થોડો ભાર ઓછો કર્યો અને પોટલું ખભે નાખી ચાલતા થયા. નબી(સ) આશ્ચર્યકારક રીતે હજરત અબ્બાસને તેમની લાલચ માટે ત્યાં સુધી જોતા રહ્યા જ્યાં સુધી તેઓ અદૃશ્ય ના થઇ ગયા.* [**કિતાબુલ સલાત, ૧:૨૩૭, # ૨૮૩**].

મુજરીમ બુખારી દ્વેષપૂર્વક નબી(સ)ના કાકા, હજરત અબ્બાસ અને એક ખુબજ ઇજ્જતવાન અને દયાળુ સહાબીની બદનામી કરી રહ્યા છે. શું ફતેહ મક્કા વખતે લોકો પાસેથી લેવાના બાકી વ્યાજના પૈસા માફ કરનારામાં તેઓ સૌથી પહેલા ન હતા?

> *લોકોએ આયેશા ર.અ.ને કહ્યું કે જ્યારે સલાત વખતે સામે કુતરૂં, ગધેડું કે સ્ત્રી આવી જાય તો સલાત તુટી જાય છે. સૈયિદા આયેશાએ કહ્યું: "તમે અમને કુતરા બનાવી દીધા."* [**કિતાબુલ સલાત, ૧:૨૬૩, # ૪૮૪**].

**પ્રિય વાચકો! મસમોટી અને ઘણા ભાગોમાં વહેંચાયેલી "સહીહ બુખારી"ની "ખોટી વાતોની" તો આ માત્ર એક ઝલક જ છે. અલ્લાહની આ પૃથ્વી ઉપર આજે પણ અગણિત લોકોની માન્યતા પ્રમાણે, શું તમને પણ વિશ્વાસ છે કે બુખારી કે મુસ્લીમમાં આવેલી એકપણ હદીસનો ઇન્કાર કરનાર કાફિર બની જાય છે?**

# સુફી – રહસ્યવાદી: “બીજી દુનિયાના છોડ”

ચાલો ! હવે જાણીએ કે અલ્લામા ઇકબાલે કેમ તસવ્વુફને એટલે કે સુફીવાદને **“ઇસ્લામનીમાટીમાં ઉગેલો બીજી દુનિયાનો છોડ”** કહ્યો હતો. નીચે આપેલો ફકરો ૧૯-૨૦મી સદીના ભારતના બે મહાન વિચારકો, સર સૈયદ અહમદખાન અને અલ્લામા શિબ્લી નૌમાનીનો અભિપ્રાય ટૂંકમાં સમજાવે છે. તેઓ કહે છે કે, *“મોટાભાગે એવું દર્શાવવામાં આવે છે કે ભારત-પાક ઉપખંડમાં ઇસ્લામને લાવનારા સુફીઓ હતા. ઇતિહાસનું કાળજીપૂર્વકનું અવલોકન કરતાં ખબર પડે છે કે સત્ય કંઇક અલગ જ છે. મુસ્લિમોએ આ ઉપખંડ પર આઠ સદીઓ સુધી રાજ કર્યુ છે અને છતાંપણ ૮૦ ટકા વસ્તી હિન્દુ જ રહી. મુસ્લીમોએ હિન્દુઓની પૌરાણિક કથાઓ, રિવાજો અને આવડતો અપનાવીને અડધા હિન્દુ અને અડધા મુસ્લીમ બની ગયા. આ એટલા માટે થયું કે, **“એકેશ્વરવાદ”** નો સિદ્ધાંત મુસ્લીમ સુફીઓ અને હિન્દુ યોગીઓમાં સમાન હતો. જે ફરક હતો તે માત્ર નામકરણનો જ હતો. હિન્દુઓનું **“હમા ઉસ્ત”** (તે બધું જ છે) અને સુફીઓનું **“વહાદ્તલ વજુદ”** (બધું એક જ છે) એકબીજા સાથે ૧૦૦ ટકા અદલબદલ થાય તેવું છે. મૂળભૂત રીતે બંનેનો અર્થ એક જ થાય છે કે **“બ્રહ્માંડમાં આવેલું બધું જ ઇશ્વર છે”.*** [**અફ્કાર એ સૈયદ વ શિબ્લી**].

હવે તમારા મનને આશ્ચર્યજનક મુસાફરી માટે તૈયાર કરી લો. જુઓ કે સુફીઓ કેવી રીતે ઇસ્લામના નામે માનવબુદ્ધિને મજાક બનાવે છે. તેમને અલ્લાહની, તેના રસુલોની, તેના માર્ગદર્શનની અને કુદરતના નિયમોની મજાક ઉડાડતા જુઓ. તેઓ ત્યાંસુધી જાય છે, જ્યાંસુધી તેમની કલ્પનાઓ તેમને લઇ જાય છે. તેમને ઇશ્વર બનતા, ચમત્કારો કરતા, અક્કલવિહિન વાતો કરતા અને સામાન્યબુદ્ધિનો છેદ ઉડાડતા જુઓ. **તેમનો સાચો ચમાત્કાર તો એ છે કે લાખો મુસલમાનો તેમને ઇસ્લામના રખેવાળ માને છે.**

એક વાત નોંધવા યોગ્ય છે કે પ્રખ્યાત પુસ્તક **“સફીનાતિલ બહારીજ” પ્ર. ૨, પા.નં. ૫૨** ઉપર નબી(સ)ની એક હદીસ નકલ કરવામાં આવી છે કે, *“મારી ઉમ્મતના અમુક લોકો સુફી કહેવાશે. તેઓ કાફિરો કરતાં પણ ખરાબ હશે, જેમને જહન્નમની આગમાં ફેંકી દેવામાં આવશે.”*

**અહીં સુફી કિતાબોમાંથી અમુક બાબતો નકલ કરવામાં આવી છે. વાંચો અને મજા માણો!!!**

*“હું નબીઓ કરતાં પણ ચડિયાતો છું અને દરજ્જામાં પણ તેમના કરતાં ઉપર છું.”* **[શેખ મોહિનુદ્દિન ઇબ્ને અરબી, હદીકા સુલ્તાનિયા, પાના નં. ૧૯૦]**

*“હું ઇસ્લામને વખોડી કાઢું છું. હું માનુ છું કે લોકો માટે એ માનવું જરૂરી છે કે અલ્લાહ આસમાનોમાં બેઠેલો ઇશ્વર છે અને હું પૃથ્વીનો ઇશ્વર છું.”* **[હુસૈન બિન મસુર હલ્લાજનું વાકય, ખતિબ બગદાદી, પ્ર. ૮, ઇબ્ને અસિર ૧૧:૧૪૦]**

*“જ્ઞાની લાકોને શિયા ડુક્કર જેવા દેખાય છે.”* **[મોહિનુદ્દિન ઇબ્ને અરબી, ફુતુહાત મકિકયા, ૨:૮]**

*શેખ ઇમામ અબુલ હસન નૂરી તેમના શિષ્યો સાથે બેઠાં હતા. અઝાન થઇ. શેખે કહ્યું “આ મૌત છે.”, ત્યાર પછી કુતરૂં ભસ્યું. શેખે જવાબ આપ્યો, “લબ્બેક! યા સૈયદિ – જી હા! મારા માલિક.”* **[ઇબ્ન એ જોઝી, તલબિસ એ ઇબ્લીસ, પાના નં. ૩૮૩]**

*“મારૂં શરીર રસુલ સાથે જોડાઇ ગયું છે, તેથી અમે બંને એક જ છીએ.”* **[શાહ વલીઉલ્લાહ, અન્ફાસુલ આરીફીન]**

*“હું સુરા ફાતિહા પઢું છું અને નદી પાર કરી દઉં છું.”* **[મલફુજાતે ખ્વાજા મુઇનુદ્દિન ચિસ્તી, અજમેરી]**.

વિચિત્ર વાત એ નથી કે તેઓ આવા દાવા કરે છે, પરંતુ લોકો તેને માને તે છે.

*"ઉર્સના મેળામાં, મૃત્યુ પામેલા સુફીઓની આત્માઓ નાચવા માટે આવે છે."* **[મુલ્લાહ અબુલ કલામ આઝાદ, સ્વ. શિક્ષણમંત્રી, ભારત; ઇમાન એ ખાલિસ, લેખક : ફાઝીલ "ઉલુમ એ દિનિયાહ" ડો. મસુદુદ્દિન ઉસ્માની પાના નં. ૬૩].**

ઉર્સ એટલે સુફી આત્માઓનું અલ્લાહ સાથે જોડાણ. શાબ્દિક અર્થ અનુસાર **"અલ્લાહ સાથે શાદી".**

અલ્લામા શિબ્લી નૌમાની, મુહંમદ હુસૈન આઝાદ, ડેપ્યુટી નઝિર અહમદ અને સર સૈયદ અહમદખાને ધાર્મિક માન્યતાઓની વિચિત્ર અદલા બદલી જોઇ. સદીઓ પહેલાં બ્રાહ્મણો (પૂજારીવર્ગ) ચેતી ગયા હતા કારણકે ઇસ્લામના એકેશ્વરવાદ અને સમાનતાની ભાવનાના સંદેશાને લીધે હિન્દુ વસ્તી ઇસ્લામ તરફ આર્ષિત થઇ હતી. હિન્દુ ધર્મને બચાવવા તેમણે ૧૧મી સદીમાં **"ભકતી"** આંદોલન ચાલુ કર્યુ, જે શિખવાડતું હતુ કે, રામ અને રહીમ એક જ છે. હિન્દુ યોગીઓએ મુસ્લીમ સુફીઓ સાથે દોસ્તી કરી લીધી. તેઓએ એકબીજાની હાથચાલાકી શીખી લીધી અને તેને **"કરામાત"** અને **"ચમત્કાર"** જેવા નામ આપી દીધા. તેમના શિષ્યોએ તેમને ચડિયાતા માનવ તરીકે ચીતર્યા. શેખ સાદી શિરાજીએ સાચુ જ કહ્યું છે કે, ***"સંતો ઉડતા નથી. તેમના શિષ્યો તેમને ઉડાડે છે."***

અંતિમ પરિણામ તરીકે હિન્દુ ધર્મ અને ઇસ્લામનું મિશ્રણ બન્યું, જેણે નવા ધર્મનું નિર્માણ કર્યુ. જેને ડો. ઉસ્માની **"ઇત્તિહાદી દીન"** કહે છે. આ પ્રક્રિયા દરમ્યાન, હિન્દુઓ જેમણે ઇસ્લામ સ્વીકાર્યો અને મુસ્લીમો જેઓનો સામનો વેદાન્તના સિદ્ધાંતો સાથે થયો, તેઓ અડધા હિન્દુ અને અડધા મુસ્લીમ રહ્યા. જો થોડા હિન્દુઓએ ઇસ્લામ સ્વીકાર્યો, તો ઘણા મુસ્લીમોએ હિન્દુ ધર્મ સ્વીકાર્યો. આ ઉપખંડના મોટા ભાગના મુસ્લીમો **'ઇત્તિહાદ દીન'** માનવાવાળા છે. તેમાં કોઇ અતિશયોક્તિ નથી કે હિન્દુઓ મુસ્લીમ સુફીઓની ખુબ ઇજ્જત કરે છે.

આ રહી ઇત્તહાદી દીનની એક ઝલક : હિન્દુઓ મૂર્તિ પૂજા કરે છે, મુસ્લીમો કબરપૂજા કરે છે. તેઓ યાત્રા કરે છે, મુસ્લીમો ઉર્સમાં જાય છે. મંદીરની પરિક્રમાની જગ્યાએ કબરોનો તવાફ હોય છે. દીવાની જગ્યાએ અગરબત્તી હોય છે. પ્રસાદની જગ્યાએ તબર્રૂક હોય છે. ભજનના બદલે કવ્વાલી, ગંગાજળના બદલે ગુલાબજળ અને ઝુન્નરને બદલે ખારેક હોય છે. **[ઇમાને ખાલિસ, ફાઝીલ "ઉલુમ એ દિનિયાહ" ડો. મસુદુદ્દિન ઉસ્માની].**

*હજરત દાઉદ જવારબીએ અલ્લાહને જોયા છે. જયારે અલ્લાહ વિષે પુછવામાં આવ્યું તો તેમણે કહ્યું, "મને તેમના ગુપ્તાંગો અને દાઢી વિષે ન પુછો. તે સિવાય બધું પુછજો."* **[અલ મિલિલ-વન-નાહિલ, ઇમામ શેહરિસ્તાની ૧ :૯૬].**

ઇમામ શેહરિસ્તાનીએ હજરત જવારબીની વાતો સત્તાધિકારીઓને જણાવવી જોઇતી હતી અને સત્તાધિકારીએ તેમના મોઢા વિદુષક જેવા રંગાવીને ગધેડા પર બેસાડી નગરમાં ફેરવવા જોઇતા હતા, આવી નકામી વાતો ફેલાવવા માટે.

*"દેવળમાં બેઠેલો પાદરી અમારો ખુદા છે."* **[શેખ ઇબ્ને અરબી, કસાસુલ ઉલેમા, પા. ૫૩].**

*"બીજો કોઇ ઇબાદતને લાયક નથી. આવો અને મારી ઇબાદત કરો."* **[મુલ્લા જલાલુદ્દીન રૂમી, મસ્નવી ૪ :૫૨].**

હવે દિલખોલીને હસવા માટે તૈયાર રહો!!!

*"અલ્લાહે મારી સાથે કુસ્તી લડી. તેણે મને પછાડી દીધો કારણ કે હું તેના કરતાં બે વર્ષ નાનો છું."* **[અબુલ હસન ખરકાની, ફવાઇદ ફરીદિયા પા. ૭૮].**

*"અફસોસ! મુસ્લીમો એ સમજવામાં નિષ્ફળ ગયા છે કે અલ્લાહ ફકત મૂર્તિપૂજાથી જ મળશે."* **[સુફી મહમુદ શાબિસ્ત્રી, શરહ ગુલસને રાજ, પા. ૨૯૪].**

*"હનફીઓ એવા લોકો છે જેઓ નર્કની આગ તરફ દોડી રહ્યા છે. ઇમામ હુસૈનના મૃત્યુની વર્ષી ઇદની જેમ મનાવવી જોઇએ."* [**"પીરાને પીર દસ્તગીર" સંતોના સંત, હાથ થામનાર – અબ્દુલ કાદિર જીલાની, ઘનિયાતીલ-તાલીબૈન પા. ૧૯૦**].

*"મારો પગ દરેક સંતના ગળા પર છે. તેથી, મેં મારો પગ હજરત અલીના ગળા પર મુકી દીધો."* [**અબ્દુલ કાદિર જીલાની, અસરારૂલ કદમ, પા. ૧૯૧**].

**<u>જીલાનીને ખોદી કઢાયા હતા</u> :** *આ વાત યાદ કરવા જેવી છે કે બગદાદના ગવર્નર, ઉબૈદુલ્લાહ યુનુસે, જીલાનીનું (મૃત્યું ઇ.સ. ૧૧૬૬), ઘર તોડી પાડયું હતું. તેના પુત્રોને તડીપાર કરી દીધા હતા. ઇ.સ. ૧૧૭૦માં તેમની કબર ખોદી કઢાવી, અવશેષો સળગાવી દઇ, ટાઇગ્રીસ નદીમાં પધરાવી દેવામાં આવ્યા હતા.* [**નુજુમુઝ-ઝહરાની ૬:૧૪૨**]

*"હું તેવા ખુદાને નફરત કરૂં છું જે કુતરા કે બિલાડી તરીકે નથી આવતો."* [**ઇબ્ને અરબી, ખજીના ઇમાનિયા, પા. ૧૬૮**].

*જયારે પણ ખ્વાજા* મૌદુદ *ચિસ્તીને કાબા જોવાનુ મન થતું, ત્યારે ફરિસ્તાઓ તેને ઉઠાવીને ચિસ્તીની જગ્યાએ ભારતમાં લઇ આવતા.* [**મલફુજાતે ખ્વાજા કુતુબુદ્દીન બુખ્તિયાર કાકી, ફરીદુદ્દીન ગંજ શકર**].

આ ખ્વાજા મૌદુદ ચિસ્તી વિષે એવું કહેવાય છે કે તેઓ વીસમી સદીના મોટા મુલ્લાહ મૌદુદીના પૂર્વજ હતા.

*"એક હજાર વર્ષ પસાર થઇ ગયા અને તેજ પ્રમાણે મુહંમદનો સમય પણ. હવે મારો સમય છે, અહમદનો સમય. જેનો ગાળો છે એક હજાર વર્ષનો."* [**શેખ અહમદ સરહિન્દી, કહેવાતા "મુજદ્દિદ અલ્ફસાની", બીજા હજાર વર્ષના ગાળાના પુનરોધ્ધારક, મુબ્દા વ માદ**].

*તબલિગી નિસાબની કિતાબ "ફઝાઇલ એ આમાલ" નબી(સ) સામે પેશ કરવામાં આવી (વીસમી સદીમાં!) અને તેમણે ખુશીપૂર્વક તેને મંજૂરી આપી.* [**બેહજાતીલ કુલુબ પા. ૧૨**].

*ખ્વાજા કુત્બુદ્દીન મૌદુદ ચિસ્તીનું શરીર હવામાં ઉડીને કબ્રસ્તાન પહોચ્યું હતુ. ખ્વાજા ફરીદુદ્દીન ગંજ શકર આટલું બોલીને બેભાન થઇ ગયા.* [**રહાતીલ કુલુબ, ગંજ શકર**].

ગંજ શકર પોતાની જ જુઠી વાતો સહી નહીં શક્યા હોય ? તેમણે તો મરી જવું જોઇતુ હતુ.

*"આદમ અ.સ. ૩૦૦ વર્ષ સુધી રડયા હતા, એટલે સુધી કે પક્ષીઓએ તેમના મોઢા પર માળા બનાવી દીધા હતા. તેમના આંસુઓએ એટલું બધું ઘાસ ઉગાડી દીધુ કે તેણે તેમના ૬૦ મીટર લાંબા શરીરને ઢાંકી દીધુ હતુ."* [**રહાતુલ મુહીબ્બીન, અમીર ખુસરો, ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા**].

*એક પક્ષી આવ્યું અને અમને કહ્યું કે, "કાલે ઇદ છે. અમે માણસો જેવા જુઠ્ઠા નથી." શેખ ફકિરૂલ્લાહ એક કાગડાને જાણતા હતા, જે તેમની પાસે એકેશ્વરવાદ શિખવા આવતો હતો.* [**રહાતુલ મુહીબ્બીન, અમીર ખુસરો, ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા**].

*જો ઔલિયા ઇચ્છે તો, તે ૧૦,૦૦૦ નગરોના આમંત્રણ સ્વીકારી શકે અને બધે એક જ સમયે હાજર રહી શકે.* [**અહમદ રઝાખાન બરેલવી, મુલફુજાત ભા. ૧, પા. ૧૨૭**].

*જયારે, શાહ વલીઉલ્લાહ તેમની માતાના પેટમાં હતા, ત્યારે તેણીએ દુઆ માગી. તેણીના પેટમાંથી બે નાના હાથ દુઆ માટે બહાર આવ્યા. તેણી ગભરાઇ ગઇ. તેણીના પતિએ કહ્યું કે, "તારી કોખમાં કુતુબુલ અકતબ (સંતોના સંત) છે."* [**મુલ્લા અસરફઅલી થાનવી, હિકાયત એ ઔલિયા પા. ૧૭**].

કેવી પ્રગતિ!!

*નબી(સ)એ દારૂલ ઉલુમ, દેવબંદ, ભારતનો પાયો નાખ્યો હતો. (૧૯મી સદીમાં!! ). તેઓ મદરસાનો હિસાબ ચકાસવા આવે છે. તેમણે ઉલમાએ દેવબંદ પાસેથી ઉર્દૂ પણ શીખી લીધું છે.* [**મુબાસિરાતે દારૂલ ઉલુમ અને દેવબંદના દારૂલ ઉલુમ**].

શું આ વાર્તા દારૂલ ઉલુમ, દેવબંદની મુલ્લાહ ફેકટરીમાં લોકોને વિશ્વાસ જાગે તે માટે ઘડી કાઢવામાં નથી આવી ?

*"અલ્લાહ મારી સામે એક અતિ સુંદર અને અત્યંત આકર્ષક, ઘરેણાથી લદાયેલી અને પારદર્શક વસ્ત્ર પહેરેલી સ્ત્રીના સ્વરૂપમાં આવ્યા, મને અચાનક જ બાથ ભરી, મારા શરીરમાં સમાઇ ગયા."* [**શાહ વલીઉલ્લાહ, અન્સાફુલ આરીફીન, પા. ૯૪-૯૫**].

**હવે આનાથી ઊંધી વાત જોઇએ:**

*અલ્લાહે મિરઝા ગુલામ અહમદ કાદિયાનીને સ્ત્રી સ્વરૂપમાં ફેરવી નાખ્યા, (૧૯મી સદીમાં!!), અને તેમની સાથે સંભોગ કર્યો.* [ **ઇસ્લામી કુર્બાની નિબંધ ૩૪, કાજી યાર મુહમ્મદ કાદિયાની, પા. ૩૮-૩૯**].

*એક રાત્રે મેં એક આસમાનથી બીજા આસમાન પર ઉડવાનું શરૂ કર્યું. ત્યાંસુધી કે હું નબી(સ) પાસે ના પહોંચી ગયો. તેમણે મારી વફાદારી કબુલ કરી.* [**ઇસ્લામી કુર્બાની નિબંધ ૩૪, કાજી યાર મુહમ્મદ કાદિયાની, પા. ૩૮-૩૯**].

*સુર્ય મને સલામ કર્યા વગર ઉગી શકતો નથી. નવું વર્ષ, નવો મહિનો, નવો દિવસ ઉગી શકતા નથી સિવાય કે મને બધી વાતની જાણ કરે.* [**મલફુજાત અહમદ રઝા બરેલવી, "ગૌસ એ આઝમ" અબ્દુલ કાદિર જીલાની વિષે**].

*નબી યાકુબ સામે એક વરૂ લાવવામાં આવ્યું. તેમણે વરૂને કહ્યું કે, "મને મારા દિકરા યુસુફ વિષે જણાવ." વરૂએ કહ્યું કે, "હું જાનવર છું, પણ પીઠ પાછળ નિંદા નથી કરતો."* [**મલફુજાત અહમદ રઝા બરેલવી**].

*અય્યુબ અ.સ. એ દુઆ કરી કે, "હે અલ્લાહ મને ૧૨૦૦૦ જીભ આપી દો, જેથી તેમના વડે હું તમારી પ્રશંસા કરૂં." અલ્લાહે તેમની દુઆ કબુલ કરી અને તેમના શરીર પર ૧૨૦૦૦ જીવજંતુઓ આવી ગયા.* [**મલફુજાત અહમદ રઝા બરેલવી**].

*બેબીલોનના રાજા નમરૂદ શદાદ્‌ને મારી નાંખનાર મચ્છર લંગડું હતું.* [**મલફુજાત ચિસ્તી**].

લૂલી માહિતિ માટે ધન્યવાદ!!!

*હઝરત ઉસ્માન ઘરે એક મચ્છી લાવ્યા. બધું જ ઇંધણ બળી ગયું, પરંતુ મચ્છી તાજી રાંધાયા વગરની જ રહી. જ્યારે નબી(સ)એ કારણ પુછયું તો મચ્છીએ કહ્યું કે "મેં તમને એક વાર જ સલામ મોકલી હતી."* [**મલફુજાત ચિસ્તી**].

*શાહ વલીઉલ્લાહ વાહદતુલ વુજુદમાં માનતા હતા. તેઓ માનતા હતા કે જીવજંતુઓ, જાનવરો, મૂર્તિઓ અને માણસો બધાજ ખુદા છે.* [**સૈયદ ફારૂક અલ કાદરી, અન્ફાલસુલ આરીફીન**].

*અલ્લાહના ફકત ૯૯ પવિત્ર નામો છે. મારા ૯૯ કરતાં વધારે અને સાચુ કહું તો ૪૦૦૦ નામો છે.* [**શાહ વલીઉલ્લાહ તેમના કાકાના બોલેલા શબ્દો લખે છે. અન્ફાસુલ આરીફીન, પા. ૨૧૦** ].

*કેટલાક લોકોએ શાહ અબ્દુર રહીમને (શાહ વલીઉલ્લાહના પિતાને) કહ્યું કે તેઓ અલ્લાહને શોધી રહ્યા છે. મારા પિતાજીએ કહ્યું કે "હું જ તે છું!" તેઓ ઉભા થયા અને હાથ મિલાવ્યા.* [**શાહ વલીઉલ્લાહ, અન્ફાસુલ આરીફીન, પા. ૯૩**].

લોકોએ સજદો કેમ ના કર્યો ?

*અલ્લાહ મારી સામે ઝભ્ભામાં એક અતિ સુંદર સ્ત્રીના રૂપમાં આવ્યો. હું કામી થઇ ગયો અને કહ્યું, ''તારા કપડાં કાઢી નાખ.'' જવાબ મળ્યો કે ''ઝભ્ભો એકદમ પાતળો જ છે. તે મારી સુંદરતાને બહાર દેખાડે છે.'' મેં જીદ કરી તો ઝભ્ભો ઉઠાવી લેવામાં આવ્યો.* [**બાપ બેટાના વાકયો. શાહ અબ્દુર રહીમ અને શાહ વલીઉલ્લાહ, અન્ફાસુલ આરીફીન, પા. ૯૪** ].

*ઇમામ અહમદ બીન હંબલને તેમની લાયકાત વગરની ખ્યાતી એવી રીતે મળી કે જયારે તેમણે ઘમંડને કારણે અબ્બાસી ખલિફા સામે તુચ્છ દલીલો કરી અને તેમને કોરડા મારવાની સજા થઇ.* [**અલ તવ્વસુલ વલ વસિલા, પા. ૧૩૬**].

આ સત્ય હોય તેવું લાગે છે.

૧૯મી સદીના મહાન **પીર (સંત) અહમદ રઝાખાન બરેલવીની મલ્ફુજાત માં પા. નં. ૩૨** ઉપર લખ્યું છે કે, *''નબીઓ કબરમાં જીવતા હોય છે. પહેલાંની જેમ જ તે ખોરાક લે છે, નમાઝ પઢે છે અને તેમની પત્નીઓ તેમને કબરમાં મળવા માટે આવે છે અને તેમની સાથે સંભોગ પણ કરે છે.''*

હવે જુઓ અલ્લાહનો ''રીટાયરમેન્ટ પ્લાન'': શેખ અબ્દુલ કાદીર જીલાનીએ દાવો કરેલ કે, *''અલ્લાહે મને અમર બનાવ્યો છે અને મને પોતાની સાથે જોડી દીધો છે. તેણે મારા હાથમાં આ દુનિયા અને કયામતની દુનિયા અને બધા જ જીવો આપી દીધા છે.''* [**જીલાની, મલ્ફુજાત ફુયુજ યઝદાની, ફત્તો રબ્બાની, મજલીસ ૫૧**].

**કમનસીબ 'પીરાને પીર દસ્તગીર' જીલાની:** *બગદાદના ગવર્નર, ઉબૈદુલ્લાહ યુનુસે જીલાનીનું (મૃત્યું ઇ.સ. ૧૧૬૬), ઘર તોડી પાડયું હતું. તેમના પુત્રોને તડીપાર કરી દીધા હતા. ઇ.સ. ૧૧૭૦માં તેમની કબર ખોદી કઢાવી, અવશેષો સળગાવી દઇ, ટાઇગ્રીસ નદીમાં પધરાવી દીધા હતા. ગવર્નરે જીલાની વિરૂધ્ધ કાફીર અને મુશરીક હોવાના ફતવા મેળવ્યા હતા.* [**નુરૂદ્દીન શમ્સ, પીર જીલાનીના શિષ્ય, નુઝુમ ઉઝ ઝહરાની ૬:૧૪૨**].

પીરાને પીર બ્રહ્માંડના હંમેશના માલિક, પોતાની જાતને પણ મદદ ના કરી શક્યા! આમછતાં, કરોડો મુસ્લીમો જીલાનીને પીરાને પીર (સંતોના સંત) અને દસ્તગીર (હાથ થામવાવાળા) માને છે.

*નબીઓ દાઉદ અ.સ. અને મુહંમદ(સ) બંને પાપીઓ હતા કારણકે તે બંનેએ કપડાં વગરની સ્ત્રીની ખુબસુરતી નિહાળી હતી. ત્યારપછી, ઉરીયાહની પત્ની અને ઝૈદની પત્ની પોત પોતાના પતિઓ માટે હરામ થઇ ગઇ હતી.* [**અલી હજવેરી, "દાત ગંજ બક્ષ", ખજાનો આપવાવાળા, કલામીલ મર્ઘુબ પા. ૩૪૯**].

*જુનૈદ બગદાદી કહેતા હતા કે નબી સુલેમાન, નબી દાઉદના ઉરીયાહની પત્ની સાથેના વ્યભિચારથી જન્મેલા હતા. શેખ સિરીન લખે છે કે કુર્આનની સુરા અહઝાબમાં કહેવાનો અર્થ એ હતો કે મુહંમદ(સ) ના દિલમાં ઝૈનબ (ઝૈદની* પત્ની) માટે જાતીય પ્રેમ હતો. [**મલ્ફુજાત અલ અસ્લ, પા. ૨૧૯**].

*નબી(સ) ની એક પત્નીએ નર ચકલાને માદા ચકલી પર ચઢેલો જોયો. તેણીએ નબી(સ) ને પડકાર ફેક્યો. જ્યારે રાત પડી, ત્યારે નબી ખુબ આવેશથી તેણીની ઉપર ૯૦ વખત ચઢયા અને કહ્યું, ''જોયું, અહી કોઇ ખામી નથી.''* [**શમ્સુદ્દીન અખલાકી, મનાકિબીલ આરીફીન, પા. ૭૦-૭૧**].

અમને તો એ નવાઇ લાગે છે કે આ પવિત્ર લખાણો છે કે પછી અશ્લીલ કે બિભત્સ સાહિત્ય!!

*''આ કુતરાઓ અને સુવ્વરો અમારા અલ્લાહ છે.''* [**ફુસુસુલ હુકમ, મોઇનુદ્દીન ઇબ્ને અરબી**].

**કહેવાતા બધા સંતોના ઉપરી, બા-યઝીદ બુસ્તામી તેમની મલ્ફુજાત, કિતાબુલ હદીસમાં કહે છે કે:**

- *હું મહાન છું, અંતિમ છું, પવિત્ર છું. મારા માન-આબરૂ અને કિર્તિ વર્ણનથી પર છે.*
- *મારૂં રાજ્ય અલ્લાહના રાજ્ય કરતાં મોટું છે.*
- *અલ્લાહ મારા ખિસ્સામાં છે.*
- *મારો ઝંડો મુહંમદના ઝંડા કરતાં ઊંચો ફરકે છે.*
- *મેં ઇલ્મના દરીયામાં કુદકો લગાવ્યો હતો, જ્યારે નબીઓ કિનારે ઉભા રહી જોતા હતા.*

**અલી હજવેરી, 'દાતા ગંજ બક્ષ', કશફીલ મહ્જુબ, પા. ૨૫૫-૨૫૬,** બા-યઝીદ બુસ્તામીના ખુદાઇ દાવાને સર્મથન આપે છે.

*ખ્વાજા મુઇનુદ્દીન ચિસ્તી અજમેરીએ પોતાના શિષ્યોને કલમો શિખવાડયો હતો કે "અલ્લાહ સિવાય કોઇ ઇબાદતને લાયક નથી અને ચિસ્તી અલ્લાહના રસુલ છે.* [**ખ્વાજા ફરીદુદ્દીન ગંજ શકર, ફવાએદસ્સાલીકીન, પા. ૧૨૬-૧૨૭**].

પ્રિય વાંચકો, જો તમે મનોમંથન કરો કે તમે શું વાંચ્યું, તો તમને સમજમાં આવી જશે કે શા માટે આપણે આપણી કિતાબોમાંથી આવી માનહાનિવાળી વાતોનો નિકાલ કરવો કે કમસે કમ તેને નિષ્ક્રિય કરી દેવી જરૂરી છે. આવી વાતો આધારીત પ્રશિક્ષણ આપણા સમાજ ઉપર ખુબજ નકારાત્મક અસર છોડે છે. આ વાતો વ્યક્તિપૂજા અને અન્ય પ્રકારના શિર્કને પ્રોત્સાહન આપે છે, અશ્લીલતાને પ્રોત્સાહીત  કરે છે કે સ્ત્રીઓને નીચલી પાયરીએ ઉતરે છે. મુસ્લીમો કુર્આનથી દુર થતા જાય છે અને અંધશ્રધ્ધાના અને વાહિયાત વાતોના ગુલામ બનતા જાય છે. વધુમાં, અતિ ખેદજનક વાત એ છે કે ગૈરમુસ્લીમો આ કચરાને ઇસ્લામનો નમુનો સમજે છે અને ઇસ્લામનો તિરસ્કાર કરે છે. વધારામાં, ઘણા મુસ્લીમ જવાનીયાઓ આવી માનવ નિર્મિત વાતો ને લીધે ઇસ્લામની અસરથી મુક્ત થઇ જાય છે અને તેમનું ઇમાન ખોઇ બેસે છે.

હવે તમેજ કહો કે શેખ અફીફુદ્દીન તલમીસાનીશું કહેવા માંગે છે, જ્યારે તેઓ કહે છે કે, *"કુર્આન શિર્કથી ભરેલું છે. સાચો એકેશ્વરવાદ એ જ છે કે આ બ્રહ્માંડની દરેક વસ્તુ અલ્લાહ જ છે."* [**મલ્ફુજાત તલમીસાની, પા. ૨૦૫**].

*ફિરૌન માટે એ કહેવું સાચું જ હતું કે, "હું ખુદા છું.", તે ખરેખર અલ્લાહના તત્ત્વનો જ ભાગ હતો.* [**મલ્ફુજાત તલમીસાની**].

*ઇબ્રાહિમ આઝમ કાબા ૧૪ વર્ષે પહોચ્યા, કારણકે તેમણે દરેક પગલે બે નફીલ (નમાજનો એકમ) પઢી હતી. પરંતુ, કાબા ત્યાં ન હતું! આસમાનમાંથી એક અવાજ આવ્યો કે, "તે રાબીઆ બસરીને મળવા ગયું છે."* [**મલ્ફુજાત ખ્વાજા ઉસ્માની હારૂની, અનીસુલ અર્વાહ, પા.૧૭**].

શું આ વાત આપણને વિચારવા મજબુર નથી કરતી કે કાબા કેમ નબી(સ)ને મળવા હુદેબીયા કે મદીના ના ગયું ?

**શેખ અફીફુદ્દીન તલમીસાનીમલ્ફુજાત, પા. ૧૭૭** મુજબ, રાબિયા બસરી પહેલાં હસન બસરી અને પછી  ઇબ્રાહીમ આઝમ સાથે રોમાંચક પ્રેમમાં પડ્યા હતા.

*કોર્ડોબામાં હું ફાતિમાના પ્રેમમાં પડયો હતો. મક્કાહમાં હું સુંદર ઐન ઉસ શમ્સના પ્રેમમાં પડયો, ત્યારબાદ, મારી પર આધ્યાત્મિક બારીઓ ખુલી ગઇ.* [**શેખ મોઇનુદ્દીન ઇબ્ને અરબી, ફુસુસુલ હુકમ**].

*બાયઝીદ બુસ્તામી ચાહે ત્યારે ગમે તે વ્યક્તિનો આત્મા ખેંચી શકતા હતા. મારા કાકા અબુ રઝા મુહંમદ, આ સાંભળી અસ્વસ્થ થઇ ગયા અને કહ્યું કે, "બાયઝીદ આત્મા પાછી આપી જીવન આપી શકતા ન હતા. હું આત્મા લઇ શકું છું અને તેને પાછી આપી શકું છું." ત્યારબાદ, મારા કાકાએ રહમતુલ્લાહ કફશદોઝની આત્મા લઇ લીધી અને તેને પાછો જીવતો કર્યો.* [**શાહવલી ઉલ્લાહ, અન્ફાસુલ આરીફીન, પા. ૯૫**].

*જુનૈદ બગદાદી બેઠા હતા અને એક કુતરો આગળથી ગયો. તેમણે કુતરા તરફ એક નજર નાખી અને તે એટલો ખ્યાતિ પામ્યો કે શહેરના બધાજ કુતરા તેની પાછળ ચાલવા લાગ્યા. ત્યારપછી, તે ઝિક્ર કરવા બેસી ગયો, તો બધા કુતરા તેની આજુબાજુ બેસી ગયા.* **[અશરફઅલી થાનવી, ઇમદાદુલ મુશ્કાત].**

**"ઇસ્લામમાં પુરોહિત વર્ગ નથી."** આ વાક્ય સામાન્ય રીતે પ્રચલિત, પણ ભુલભરેલુ છે. **'ઇસ્લામમાં પુરોહિત વર્ગ હોવો જ ના જોઇએ.'** પરંતુ સત્ય તો એ છે કે સુફીઓ અને મુલ્લાઓનુ જોડાણ ખુબજ મજબુત છે. તેઓ હંમેશાં બુધ્ધિગમ્ય દેખાતી વાત પર ચારે બાજુથી હુમલો કરે છે. તેઓ હંમેશા સાવધ હોય છે અને દરેક સમજશક્તિવાળા અવાજ વિરૂધ્ધ ફતવો આપી દે છે. તેમાંના ઘણા તો એ વાત પર અડેલા છે કે ઇસ્લામમાં વિચાર વિમર્સ અને સમજ શક્તિના ઉપયોગની મનાઇ ફરમાવવામાં આવી છે.

*નબી(સ), શાહ વલીઉલ્લાહ પાસે આવ્યા.* (૧૮મી સદીમાં!!!) *અને કહ્યું, "શા માટે તમે ચિંતા કરો છો, દિકરા ? તમારા બાળકો એ મારા જ બાળકો છે."* **[અશરફઅલી થાનવી, હિકાયાતે અવલિયા].**

*દરેક મુસલમાન પર ફર્જ છે કે તે ખાવા પીવાનું છોડી દે. તેણે એ હદસુધી કમજોર થઇ જવું જોઇએ કે તે નમાઝ પણ ના પઢી શકે.* **[શહલ બિન અબ્દુલ્લાહ તસ્તારી, મલ્ફુજાત અરબી પા. ૨૮૯].**

*હઝરત શરાની તો ચમત્કારોના શેખ હતા. તેઓ ઘાસવાળી જમીનમાં રહેતા હતા અને વરૂ પર સવારી કરી શહેરમાં આવતા હતા. તેઓ પાણી પર ચાલતા હતા. તેમનું પેશાબ દુધ જેવું પીવા લાયક હતું.* **[અલ્લામા તરેશી, મિસ્રા તસવ્વુફ, પા. ૧૯૪].**

શું તરેશીએ તેમનું દુધ ચાખ્યું હતું ?

*જલાલુદ્દીન રૂમીએ કયારેય નમાજ પઢી નથી. જયારે નમાઝનો સમય થતો તો તેઓ ગાયબ થઇ જતા હતા. છેલ્લે એવી ખબર પડી કે તેઓ દિવસની પાંચ નમાઝ કાબામાં પઢતા હતા, જે કુનિઆહથી ૨૦૦૦ માઇલ દુર છે.* **[ખ્વાજા નિઝામુદ્દીન ઓલિયા, રાહતીલ કુલુબ].**

શું તમે જોયું કે સુફીઓ એકબીજાની પીઠ થપથપાવી રહ્યા છે ?

*મારા કાકાએ મને બ્રહ્માંડ બનાવતાં અને તેનો નાશ કરતાં જોયો હતો.* **[શાહ વલીઉલ્લાહ, અન્ફાસુલ આરીફીન, પા. ૨૧૦].**

*એક શેખ એવા હતા કે જેઓ દરરોજ એક કુતરાને પકડીને મુસલ્લા પર મુકીને કહેતા કે, "ઓ કુતરા, તું અલ્લાહના હાથોમાં છે." તે કુતરાઓ ત્યારબાદ પાણી પર ચાલવા લાગ્યા અને લોકોને તાવીઝ આપીને મદદ કરવા લાગ્યા.* **[કુતુબુદ્દીન બખતિયાર કાકી, મલ્ફુજાત].**

એક રમુજી કિસ્સો : *દરવેશની લાશ જંગલમાં પડી હતી જે હસતી હતી. મેં તેને પુછયું, "તું મૃત્યુ પામ્યો છે. તું કેવી રીતે હસી શકે?" લાશે જવાબ આપ્યો, "અલ્લાહના પ્રેમમાં આવું જ થાય."* **[મોઇનુદ્દીન ચિસ્તી અજમેરી, મલ્ફુજાત].**

*બ્રહ્માંડ **"કોહે કાફ"** પહાડની અંદર છે. આ પહાડ પૃથ્વી કરતાં ૪૦ ગણો મોટો છે. એક ગાય દ્વારા તેને માથા પર ઉઠાવી રાખ્યો છે.* **[મોઇનુદ્દીન ચિસ્તી અજમેરી, દલાઇલુલ આરીફીન].**

શું એ વાત શરમજનક નથી કે આવા માણસોને ઇસ્લામમાં મોટા સંતો માનવામાં આવે છે ? આ પૌરાણિક કથા દેખીતી રીતે હિન્દુ ધર્મમાંથી લેવામાં આવી છે, જેમાં આખી પૃથ્વી ગાયના એક શિંગડાની ટોચ પર છે અને જ્યારે ગાય શિંગડુ બદલે છે, ત્યારે ભુકંપ આવે છે.

*મુલતાનના લોકોએ શાહ શમ્સ તબરેઝને માંસ શેકવા માટે આગ આપવાનો ઇન્કાર કરી દીધો. તેઓ ગુસ્સે થઇ ગયા, સુરજ નીચે લાવીને માંસ શેક્યું. બાળકો ગરમીથી પરેશાન થઇ ગયા અને તેઓએ સંત પાસે આવી માફી માગી, ત્યારે તેમણે સુરજને પાછો જવાનો હુકમ આપ્યો. તે દિવસથી, આ શહેર તેના અત્યંત ગરમ ઉનાળા માટે જાણીતું છે.* [**અલી કુલી બગદાદી, કરામાત શાહ તબરેઝ, પા. ૨૩૩**].

*એક મહાન સંત હજરત અબ્દુલ વહાબ, પીર સૈયદ અહમદ કબીરની કબર પર ગયા. અબ્દુલ વહાબે ત્યાં એક સુંદર ગુલામડી જોઇ. સૈયદ કબીર કબરમાંથી બોલ્યા, "શું તને તે ગમે છે?" તે ગુલામડીના માલિકે તેને તરતજ તેણીને કબરને અર્પણ કરી દીધી. મરેલા પીર ફરીથી બોલ્યા, "ઓ, અબ્દુલ વહાબ! તેણીને બાજુના ઓરડામાં લઇ જઇ તારી ઇચ્છા પુરી કરી લે."* [**અહમદ રઝાખાન બરેલવી, ઇસ્લામીક ફિક્હના સૌથી મોટા આલીમ અને મુજદ્દીદ, ૧૯મી સદીમાં થયેલા ઇસ્લામના મોટા ઉધ્ધારક, મલ્ફુજાત, ભા.૩, પા.૨૮**].

*ઊંટનું પેશાબ અને દુધ બિમારીથી રાહત આપે છે.* [**શાહ વલીઉલ્લાહ, હુજ્જતુલ્લાહીલ બાલીગા, પા.૩૩**].

શું વલી ઉલ્લાહે ઊંટનું પેશાબ ચાખ્યું હતું?

*ઇબ્રાહીમ આઝમ બલખના ગવર્નર હતા. શિકાર કરતી વખતે એક હરણે પાછળ ફરી સખત ઠપકો આપ્યો. તે દિવસથી આઝમે ગાદી છોડી દીધી અને સંત બની ગયા.* [**"દાતા" ગંજ બખ્શ, ખજાના આપનાર, કલામીલ મર્ઘુબ, પા. ૨૨૯**].

*જ્યારે સહાબીઓ નબી*(સ) *સાથે લડાઇમાં જતા, ત્યારે તેમાંની કેટલાકની પત્નીઓ બીજા પુરૂષો સાથે સંભોગ કરતી હતી.* [**મુલ્લાહ જલાલુદ્દીન રૂમી, ફિર્હમાફિલ, સલીમ ચિસ્તી, ઇસ્લામી તસવ્વુફ, પા. ૬૬**].

એક ઉપજાવી કાઢેલી હદીસ મુજબ, *નબી*(સ) *સહાબીઓને સવાર પડતાં પહેલાં ઘરે જવાની ના પાડતાં કહેતા કે "શું તમારામાંથી કોઇ ઇચ્છશે કે તે તેની પત્નીને બીજા પુરૂષ સાથે પલંગમાં જુએ?"* આ કેટલી મહાન માનહાની છે મહાન સહાબીઓ અને તેમની સ્ત્રીઓની?

*સ્ત્રીઓજ આ દુનિયાની દરેક મુસીબતની જડ છે. ચાહે તે ધાર્મિક હોય કે બીજી કોઇ.* [**અલી હજવેરી, દાત ગંજ બખ્શ, મલ્ફુજાત અહમદ રઝા બરેલવી**].

*એક ૧૪૦ વર્ષનો નમાઝી હતો. તેનો એક પગ કપાયેલો હતો. જ્યારે પુછયું તો તેણે કહ્યું કે, " હું એતકાફમાં હતો. મેં એક પગ બહાર કાઢયો. એક ફરિસ્તાએ મને ચેતવણી આપી અને તરતજ મારો પગ છરી વડે કાપી નાખ્યો."* [**મુઇનુદ્દીન ચિસ્તી અજમેરી, મલફુજાત ઉસ્માન હારૂની**].

મુઇનુદ્દીન ચિસ્તી અજમેરી ઉપરોક્ત પુસ્તકમાં લખે છે કે *"સુર્ય અને ચંદ્ર ગ્રહણ લોકોના પાપોના લીધે થાય છે!"* નબી(સ)એ ગ્રહણને સમજાવતાં કહ્યું હતું કે તે કુદરતના અલ્લાહે બનાવેલા નિયમો મુજબ થાય છે.

*એક માણસ ૪૦ વર્ષ સુધી કફન ચોરી કરતો હતો. પરંતુ તે સ્વર્ગના સૌથી ઉંચા દરજ્જા પર પહોંચી ગયો. કેમ? કારણ કે તેણે છેલ્લે સુધી મુસલ્લાને પકડી રાખ્યો હતો, એટલે કે તે દરેક વખતે નમાઝ પઢતો રહેતો હતો.* [**મલફુજાત ખ્વાજા મુઇનુદ્દીન ચિસ્તી અજમેરી, ખ્વાજા કુતુબ આલમ, દલાઇલ આરીફીન**].

હવે, ખ્વાજા મુઇનુદ્દીન ચિસ્તી અજમેરી તેમનું અંગ્રજી ભાષા પરનું પ્રભુત્વ બતાવતાં લખે છે કે, *" જયારે કુર્આન કહે છે કે 'ફવેલુલ્લીલ મુસલ્લીન', તેનો મતલબ થાય છે મુસલ્લીનો માટે એક 'વેલ' એટલે કે 'કુવો' છે. ...* [**મલફુજાત ખ્વાજા મુઇનુદ્દીન ચિસ્તી અજમેરી, ખ્વાજા કુતુબ આલમ, દલાઇલ આરીફીન**].

હવે, ચિસ્તીની બુદ્ધિગમ્ય વાતો જુઓ આ જ પુસ્તકમાંથી: *નર્કની આગને સાત જમીન નીચે એક સાપના મોઢામાં મુકવામાં આવી છે. નહીં તો તે આખા બ્રહ્માંડને સળગાવી દેત.* [**મલફુજાત ખ્વાજા મુઇનુદ્દીન ચિસ્તી અજમેરી, ખ્વાજા કુતુબ આલમ, દલાઇલ આરીફીન**].

*ખ્વાજા કુતુબુદ્દીન બખ્તીયાર કાકી, જયારે પેદા થયા, ત્યારે તેમને અડધું કુર્આન મોઢે હતું.* [**ફવાઇદ અસ્સાલીકીન, ખ્વાજા ફરીરૂદ્દીન ગંજ શકર, ખાંડનો ખજાનો**].

કોણે તેમને આખું કુર્આન યાદ કરવાથી રોકયા હતા ?

*ખ્વાજા ફરીરૂદ્દીન ગંજ શકર ખાંડની ગુણોને મીઠામાં અને પાછી તેમને મીઠામાંથી ખાંડમાં ફેરવતા હતા.* [**અલ્લાના પ્યારા, "મેહબુબે ઇલાહી", નિઝામુદ્દીન અવલિયા, રાહતુલ કુલુબ**].

**હવે જુઓ ઘમંડની હદ:** *નબી(સ) બરકત અહમદની મૈયતમાં હાજર હતા અને મેં ઇમામત કરી હતી એટલે કે નબી(સ) એ તેમની પાછળ નમાજ પઢી હતી.* [**અહમદ રઝાખાન બરેલવી, મલફુજાત**].

સર સૈયદ અહમદખાન સાચું જ દર્શાવે છે કે કહેવાતા ઇસ્લામી સંતોને નબી(સ)ની ખુબજ ઇર્ષા થતી હતી.

ખ્વાજા મુઇનુદ્દીન ચિસ્તી કહે છે કે *" તમે કોહે કાફ વિષે શું પૂછો છો ? આ પહાડ તો ગાયના માથા પર ટકેલો છે. તે ગાય એટલી મોટી છે કે તેની લંબાઇ ૩૦૦૦૦ વર્ષની મુસાફરી જેટલી છે. તેનું માથું પૂર્વમાં અને પૂંછડી પશ્ચિમમાં છે. તે અનંત કાળથી અલ્લાહની પ્રશંસા કરતી ઉભી છે." શેખ ઉસ્માન હારૂની લખે છે કે આ વાત, (જે મનુષ્યની બુધ્ધિના અપમાન સમાન છે), કહ્યા પછી શેખ મૌદુદ ચિસ્તી અને તેમનો એક શિષ્ય ઊંડા આધ્યાત્મિક **"ધ્યાન"**માં ઉતરી ગયા અને તેઓ ગાયબ થઇ ગયા. તેમના કપડાં રહી ગયા. તેઓ કોહે કાફ પર લટાર મારવા જતા રહ્યા.* [**મલફુજાત ખ્વાજા ચિસ્તી અજમેરી, ખ્વાજા બખ્તિયાર કાકી, દલીલુલ આરીફીન પા. ૮૪ –૮૬**].

*અલ્લાહની કસમ ! હું પૃથ્વીના ઊંડા ભાગમાં રહેતી કીડીના પણ ૧૦૦માંથી ૯૯ વિચારો જાણું છું. અલ્લાહ સોએ સો જાણે છે.* [**શાહ વલીઉલ્લાહ, અનફાસુલ આરીફીન પા.૨૦૫**].

*કયારેય કુર્આન સમજવાનો પ્રયાસ ના કરતા ! નહીં તો તમે ગુમરાહ થઇ જશો. પંદર **"ઉલુમ"** કુર્આનને સમજવા માટે જરૂરી છે.* [**મૌલાના ઝકરયિા કન્ધાલ્વી, ફજાઇલે આમાલ**].

**કુર્આન દાવો કરે છે કે તે સમજવા માટે એકદમ સરળ પુસ્તક છે (૪૩:૩)** અને તે છે પણ. પરંતુ મુલ્લા અને સુફીઓ ઇચ્છે છે કે લોકો આ મહાન પુસ્તકથી અજાણ રહે.

***નોંધ : જ્યારે આ પુસ્તક લખાતુ હતું, ત્યારે એક વિચારવંત વાચકે દર્શાવ્યુ હતું કે આપણા પવિત્ર પુસ્તકોની બિહામણી કાળી બાજુ ઉજાગર કરવામાં આવશે તો તે આ મહાન સંતોને માનહાની પહોંચાડશે. આમછતાં, એ જાણવું બહું જ જરૂરી છે કે ઇસ્લામ શું નથી. આ ફકરાઓ વહાલા નબી(સ) અને સહાબીઓને બદનામ કરે છે, શિર્કને ઉત્તેજન આપે છે, માણસોના હકકોને દબાવે છે, મુસ્લીમોને કર્મકાંડ અને વિધિઓમાં ડુબાડેલા રાખે છે અને સ્ત્રીઓના અલ્લાહે આપેલા ઉંચા દરજ્જાને લુંટે છે. લેખકનો ઉદ્દેશ એવા લોકોની ઇજ્જત કરવાનો નથી જે ઇસ્લામને બદનામ કરે છે.***

# ઇમામો : ઇસ્લામના બહાદુરોની અંદરોઅંદરની લડાઇ

**"ઇમામો"** વિષેની એવી એકપણ કિતાબ મળવી મુશ્કેલ છે જેમાં તે કિતાબના લેખક, પ્રકાશક કે સંકલનકર્તાએ જે તે ઇમામની ઓળખાણ કરાવતી પ્રભાવી અને લાંબી પ્રસ્તાવના ના લખી હોય. તેમાં ઇમામો વિષેની ઉપજાવી કાઢેલી ચમત્કારી વાર્તાઓ જેવી કે અજાયબ યાદશક્તિ, લાંબી લાંબી નમાઝો, અમાનવીય અલૌકિક શક્તિઓ, હદ વગરનો ત્યાગ, ફરીસ્તાઓ જેવું વ્યક્તિત્વ વિગેરે વિગેરે જોવા મળશે. આ પાછળનો આશય ફક્ત ઇમામોને ક્ષતિરહિત ચિતરવાનો છે, જેથી આ મુજરીમોને થોડીઘણી વિશ્વસનિયતા મળે.

આપણા આલીમો દ્વારા વારંવાર અને આવેશપૂર્વક એવું સમજાવવાનો પ્રયાસ હોય છે કે ઇસ્લામના મુહાદિસો, ફાકિહ, મુફસ્સિરીન અને ઇતિહાસકારો (ઇમામો) એકબીજાનો આદર કરતા હતા અને તેમના સંબંધો ઉષ્માસભર હતા.

**ચાલો ! આપણે સત્ય ચકાસીએ :**

*ઇમામો જેવાકે શાફી, અબુ હનીફા, મલિક, હંબલ અને સુફિયાન સુરી વચ્ચે ખુબ ભયંકર અણબનાવ હતો. જે સૌથી વધુ અર્થહીન વાતો કરતો તે ફાકિહ (કાયદા નિષ્ણાત) કહેવાતો.* **[શાહ વલીઉલ્લાહ, હુજ્જતુલ્લહ અલ બાલિઘ, પા. ૨૫૪]**

*બધા કહેવાતા ઇમામો દાસીઓની ઓલાદો હતા. તેમણે ઇસ્લામનો વિનાશ એવી રીતે કર્યો, જેવી રીતે દાસીઓની ઓલાદોએ બની ઇસરાઇલીઓનો નાશ કર્યો હતો.* **[સુફિયાન સુરી, ખતીબ, ૧૩:૩૯૪].**

**"તારીખ ખતીબ બગદાદી"માં પ્ર. ૧૩, પા. ૩૯૦ થી ૩૯૬ તથા પા. ૭૯૮ અને પ્ર. ૧૪, પા. ૨૫૭ ઉપર નજરે ચડતા "ઇમામો"ના એકબીજા પરના દોષારોપણના થોડાક નમુના :**

*ઇમામ અબુ હનીફાનો ફિત્નો મુસ્લીમ ઉમ્મત માટે દજ્જાલથી ઓછો નથી. ઇમામ અબ્દુર રહમાન મહેદી મુજબ તેમનો (ઇમામ અબુ હનીફાનો) ફિત્નો દજ્જાલથી પણ મોટો છે.*

*સુફીયાન સુરી અને ઇમામ ઓઝાઇએ કહ્યું છે કે "અબુ હનીફા જેવી ઉપદ્રવી વ્યક્તિ ઇસ્લામમાં કદી જન્મી નથી."*

*અબુ હનીફાના મત મુજબ ઇમામ જાફર સાદીક અને ઇમામ મલિક દુનિયાનુ સૌથી નીચલી કક્ષાનું સર્જન છે.*

*ઇમામ શાફીએ ઇમામ અબુ હનીફાને સૌથી નીચલી કક્ષાના સર્જન તરીકે ઓળખાવ્યા છે.*

*ઇમામ અબુ યુસુફે ઇમામ અબ્દુલ્લા બિન મુબારકને મહાપાપી ગણાવ્યા છે. જવાબમાં અબ્દુલ્લાએ અબુ યુસુફને પાપી અને મહાજુઠ્ઠા કહયા છે.*

*ઇમામ અહમદ બિન હંબલે કહ્યું કે, "જે વાત તમે મને કહી રહ્યા છો તેની સાથે હું સંમત થઇશ, પરંતુ જો તે વાત સાથે અબુ હનીફા સંમત થશે હું તો તેને નકામી વાત ગણી નકારી કાઢીશ."*

*અબુ હનીફા અને ઇમામ અહમદ બિન હંબલ **"મુનકરે હદીસ"** હતા.*

*એક વ્યક્તિએ ઇમામ મલિકના હવાલાથી ઇમામ અબુ હનીફાને એક હદીસ કહી કે, "વુઝુ અડધું ઇમાન છે." ઇમામ અબુ હનીફાએ જવાબ આપ્યો કે, "તમારે બે વુઝુ કરવા જોઇએ, જેથી તમારૂ ઇમાન પૂર્ણ થઇ જાય."* **[ખતીબ બગદાદી, ૧૩:૩૮૭]**

*અબુ હનીફાને કોરડા મારવામાં આવ્યા હતા કારણ કે તેમણે ફકત ૧૭ હદીસો જ સ્વીકારી હતી.* [ખતીબ બગદાદી ૧૩:૩૮૭].

**નોંધ :** હવે પછી આવતા હવાલાઓમાં આપવામાં આવેલી કિતાબ **"તહકીકીલ મઝાહીબ"**નું પુરૂં નામ **" ગરીબ ફીલ તહકીકીલ મઝાહીબ વ તહફીમુલ મસાઇલ"** છે.

*અબુ હનીફાએ જાહેર કર્યુ કે ઇમામ મલિક સમજણ વગરની વ્યક્તિ છે.* [**તહકીકીલ મઝાહીબ**].

*ઇમામ અહમદ બિન હંબલના મત મુજબ ઇમામ જાફર સાદીક ઇસ્લામ માટે કલંકરૂપ છે.* [**તહકીકીલ મઝાહીબ**].

*ઇમામ નાફે કહ્યું હતું કે, "ઇમામ સાફીએ હદીસને પણ ખુદા દ્વારા ઉતારેલ બીજા પ્રકારની વહી ગણાવીને વ્યથાકારક પાપ કર્યું છે. તેમણે હદીસને વહીની સમકક્ષ ગણાવી હતી."* [**તહકીકીલ મઝાહીબ**].

આ વાત સાચી જણાય છે.

*"ઇમામ સાફી અને ઇમામ મલિક બંને ગુદા મૈથુનની ટેવવાળા અને છોકરાઓ સાથે ગુદા મૈથુન કરવાવાળા હતા."*
- મૌલાના યુસુફ ઇસ્લાહી, જેઓ દેવબંધના મોટા મુલ્લા છે અને આજકાલ પોતાના બયાનોમાં ઇમામ સાફીને પોતાના આદર્શ ગણાવે છે.

*ઇમામ સાફી વાતો ઉપજાવી કાઢનારા હોવાથી ભરોસાપાત્ર નથી.* [**ઇમામ યાહ્યા બિન હંબલ, ખતીબ બગદાદી, ૧૩:૩૯૬**].

*અબુ હનીફામાં દીનના જ્ઞાનનો છાંટો પણ નથી.* [**ઇમામ અહમદ બિન હંબલ, ખતીબ બગદાદી, ૧૩:૩૯૬**].

*ઇમામ અહમદ બિન હંબલ ઇસ્લામના એક આધારસ્તંભ જેવા દેખાતા હતા, પણ સત્ય એ છે કે તેઓ એક ખતરનાક દંભી હતા.* [**મુજાહિદ અલ મુનાફિક ઇમામ અહમદ બિન હંબલ, લેખક: અબ્દુલ મુહસીન બિન મુલ્લા અલી અલ કારી, પા. ૬૭ -૧૩૫**].

*અબુ હનીફા ઇબ્લીસ અને દજ્જાલથી કંઇ ઓછા નથી.* [**ઇમામ મલિક,** ખતીબ બગદાદી ૧૩:૩૯૬].

*ઇસ્લામમાં સૌથી ખરાબમાં ખરાબ વ્યક્તિ ઇમામ અબુ હનીફા છે.* [**અબ્દુરરહમાન બિન મહેંદી, ઇમામ ઓઝાઇ,** ખતીબ બગદાદી ૧૩:**૪૯૮**].

*ઇમામ યાહ્યા બિન મોઇએ કહ્યું હતુ કે, "ઇમામ હંબલ એ છુપા સબાઇ (કડવા અને તિરસ્કારી શિયા) છે.* [**તહકીકીલ મઝાહીબ**].

*હૌજે કૌસર, સિફારીસ, કબરના સવાલો, કબરનો અઝાબ, જીવનું કબરમાં પાછા ફરવું વગેરે સત્ય છે, જેમાં કોઇ શંકા નથી. પરંતુ ઇમામ બુખારીએ કહ્યું હતું કે જો આ બાબતો ઇમામ હંબલ કહેતા હોય તો તે બકવાસ છે.* [**તહકીકીલ મઝાહીબ**].

*અબુ હનીફા કહેતા કે, "અલ્લાહની લાનત મળે છે એવા લોકોને જે પોતાની જાતને ઇમામ કહે છે. ..., ઇમામ મલિક, સાફી અને જાફર સાદીક ધોખેબાજ અને ગુદામૈથુનની ટેવવાળા છે."* [**તહકીકીલ મઝાહીબ**].

*અબુ હનીફાએ કહ્યું હતું કે ઇસ્લામના ઇમામો પેટે ઘસડાઇને ચાલતા જીવો કરતાં પણ ખરાબ છે.* [**દુર્રે મુખ્તાર**].

*ઇમામ જાફર સાદીક જુઠ ઉપજાવવામાં નિષ્ણાત હતા. પરંતુ તેમણે ફિકાહના અને હદીસોના બધાજ ઇમામોને આકાશ નીચેના સૌથી ખરાબ જાનવરો કહ્યા હતા.* [**તહકીકીલ મઝાહીબ**].

*ઇમામ અબુ યુસુફે કહ્યું હતું કે બાકીના ઇમામો તો ઇમામ અબુ હનીફા આગળ જંતું સમાન છે.* [**ફતવા આલમગીરી**].

જલાલુદ્દીન રૂમી પોતાની **મસ્નવીમાં** લખે છે કે, *"આ ચાર (અબુ હનીફા, મલિક, હંબલ અને સાફી) લોકોએ ઇસ્લામમાં ચાર ધર્મો ઉપજાવી કાઢયા છે. તેમણે નબી(સ)ના દીનના ના સંધાય તેવા ટુકડા કરી દીધા છે."*

તમે જોયું કે ઇસ્લામના આ કહેવાતા મહાન આલીમો અને ઇમામો એકબીજા વિષે શું વિચારે છે? કયાં છે તેમનો પરસ્પરનો સહકાર? અમે માનીએ છીએ કે આ સત્ય ઉજાગર કરવું જરૂરી હતું. એ વાત મહત્ત્વની છે કે આજે મુસ્લીમ ઉમ્મતમાં રહેલી આ અખંડિત મૂર્તિઓને પણ તોડવામાં આવે. આ જ એક રસ્તો છે મનમાં રહેલા આદરભાવ અને આંધળા અનુકરણથી મનને મુકત કરવાનો. આપણે તેમના વિષેના ઉટપટાંગ સાહિત્યથી અંજાયા વગર તેમને કુર્આન અને બુદ્ધિના અજવાળે ચકાસવા જોઇએ.

# ૧૯મી સદીના મુજરીમોનો સરદારઃ મિર્ઝા કાદિયાની

સંસદમાં લાંબા સમયની ચર્ચાની જરૂર ના હોવા છતાં, પાકિસ્તાનની સંસદે ૧૯૭૪માં ગુલામ અહમદ કાદિયાની અને તેમના સમર્થકોને દુનિયાભરમાં કાફિર જાહેર કર્યા હતા. આંકડાકીય રીતે જોઇએ તો, ૧૯૭૪માં, ૧૩૦ કરોડ મુસ્લિમો હતા અને તેમાં ૧૩ કરોડ કાદિયાની હતા. છતાં ૮૦ વર્ષ સુધી કાદિયાનીઓ આખી ઉમ્મતને કાફિર કહેતા હતા. કાં તો, આ ૧૩૦ કરોડ કાફિર હતા અથવા ૧૩ કરોડ. આ આંકડા જ સત્ય શું છે તેની ગવાહી આપે છે. એકદમ સરળ અને વધુ માહિતિ માટે, આ લેખકની ઉર્દુ અને અંગ્રેજી પુસ્તક **"બર્ગ એ હસીશ"** કે **"હસીશ ફ્રોમ કાદિયાન"** વાંચો.

કાદિયાની અથવા તો બહુ જાણીતી **"અહમદિયા મુવમેન્ટ ઓફ ઇસ્લામ"** વિષે મેં આ પ્રકરણમાં ફકત થોડીજ માહિતિ આપી છે. કાદિયાનીઓ પોતાની જાતને અહમદિયા તરીકે પણ ઓળખાવે છે, મિર્ઝા ગુલામ **'અહમદ'**ની યાદમાં.

**મિર્ઝા ગુલામ અહમદ કાદિયાનીનો (૧૮૩૫ - ૧૯૦૮)** જન્મ એક નાનકડા ગામ કાદિયાનમાં થયો હતો, જે અત્યારે ભારતના પંજાબ વિસ્તારમાં આવેલ છે. તેમના જન્મની સાલ હજુ સુધી અનિશ્ચિત છે, પરંતુ તેમના દિકરા મિર્ઝા બશીર અહમદના સંશોધન પ્રમાણે તેમનો જન્મ ૧૮૩૫માં થયો હતો. તેમણે પોતાની કારકિર્દીની શરૂઆત એકદમ કટ્ટર ધર્મચુસ્ત મુલ્લાહ તરીકે કરી હતી. હિન્દુઓ અને ખ્રિસ્તીઓ સાથે મુર્ખતાપૂર્ણ વાદવિવાદ કરવા તેમને ગમતા હતા. ઇ.સ. ૧૮૮૮ની આસપાસ પગમાથા વગરની ભવિષ્યવાણીઓ કરવાની શરૂઆત કરી એ દાવા પર કે તેમને ગૈર-કુરાની **'ઇલ્હામ' કે 'કશ્ફ'** થાય છે. ત્યારપછી, તેમણે પોતાની જાત, ૧૪મી સદી હીજરીના મુજદીદ હોવાનો દાવો કર્યો. પછી ધીરે ધીરે સીડી ચઢતાં ચઢતાં તેમણે ખુબ આતુરતાથી રાહ જોવાતા **"ઇમામ મહેદી માઉદ"** હોવાનો દાવો કર્યો. ત્યારબાદ, તેમણે વધુ ઊંચાઇઓ સર કરવા માંડી હતી. એ માન્યતા કે ઇસા મસીહ પાછા આવશે, તે આજના જમાના જેટલી જ તે વખતે પણ ફેલાયેલી હતી. મિર્ઝાએ પોતે જ ઇસા મસીહ છે તેવો દાવો કર્યો અને કહ્યું કે જેની રાહ જોવામાં આવે છે અને જેનો વાયદો અલ્લાહે કર્યો હતો તે પોતે જ છે. આ વાત સાથે તેમણે પોતાના માટે નવું ઉપનામ **"મસીહ માઉદ"** બનાવી લીધું. છેલ્લે તેમણે દાવો કર્યો કે તે અલ્લાહના બધા પયગંબરોમાં સર્વશ્રેષ્ઠ છે. જેવી કે આશા રાખી શકાય તેમના દાવા અને ભવિષ્યવાણીઓ જુઠ્ઠાણાઓ અને વિરોધાભાષોથી ભરેલી હતી.

## કેટલાક ઉદાહરણો :

*અમે તે દરેક પર લાનત મોકલીએ છીએ જે નબુવતનો દાવો કરે છે.* **[જાહેરખબર તા. ૨૦ શાબાન, ૧૩૧૪ હિજરી].** પરંતુ, થોડાજ સમય પછી તેમણે પોતેજ દાવો કર્યો કે, *"અલ્લાહના શબ્દોમાં મને મુહમ્મદ નામ આપવામાં આવ્યું છે અને હું રસુલ છું."* **[રૂહાની ખઝૈન ૧૮ :૨૦૭].**

*હું જ આદમ છું, નુહ છું, મરીયમનો દીકરો મસીહ છું અને મુહમ્મદ છું.* **[રૂહાની ખઝૈન ૨૨ :૫૨૧].**

*હું જ રામ છું, બુદ્ધ છું, ક્રિશ્ન છું. હું જ છું જેનો દરેક ધર્મમાં વાયદો કરવામાં આવ્યો છે.* **[રૂહાની ખઝૈન].**

*હું જ મુહમ્મદ છું. હું મુહમ્મદનો બીજો જન્મ છું.* **[રૂહાની ખઝૈન].**

*હું પણ વહી મેળવનારો છું અને એ પણ કુર્આન જ છે.* **[રૂહાની ખઝૈન].**

*ઇસામસીહ દારૂડીયાઓ અન વેશ્યાઓની ઔલાદ હતા તથા આ વેશ્યાઓ સાથે સંકળાયેલા હતા. તેથીજ તેમણે કયારેય લગ્ન કર્યા નહોતા અને પોતાની ઇચ્છાઓ સુંદર વેશ્યાઓના ઉપભોગથી પુરી કરી લેતા હતા. તે મારા પગના જુતાની દોરી ખોલવાને લાયક પણ નહોતા.* **[રૂહાની ખઝૈન].**

*હજરત ગુલામ અહમદનો માનસિક વિકાસ, સમયના બદલાવાને કારણે, નબી મુહમ્મદ(સ) કરતાં પણ વધારે હતો.*

ઝહુરૂદ્દિન અકમલ, તેમના કવિ શિષ્યની બકવાસ સાંભળો : *"મુહમ્મદ ફરીથી આપણી વચ્ચે અવતર્યા છે, અને તેમનો મર્તબો પહેલાંથી પણ વધી ગયો છે."*

*માર્ચ ૫, ૧૯૦૫ ઇ.સ.માં, મેં એક ફરીસ્તો જોયો, જેનું નામ હતું : તિચી તિચી.* **[હકીકતુલ વહી, પા. ૩૩૨].** અહીં એક મુસ્કાન પુરતી છે.

*મિર્ઝા ગુલામ અહમદે દુઆ કરી કે તેમના માથા પર રહેલો પથ્થર ભેંસ બની જાય ! જયારે તેમણે માથું ઉઠાવી જોયું તો તે પથ્થર સાચે જ ભેંસ બની ગયો હતો !* **[હકીકતુલ મહેદી, પા. ૧૦]**

ઇ.સ. ૧૮૯૯માં મિર્ઝાએ પોતાની કિતાબ **"તિરયાકુલ કુલુબ"ના પાના નં. ૩૪** ઉપર લખે છે કે, *"અલ્લાહ મારી સાથે બે સ્ત્રીઓને પરણાવશે. તેમાંની એક કુંવારી હશે અને એક વિધવા." વિધવા જોડેના લગ્નની આગાહી કદી સાચી ના પડી. પરંતુ, કાદિયાનના બાબુ મન્ઝુર ઇલાહી દિલગીરી સાથે કહે છે કે, "નુસરત જહાંન બેગમ જ્યારે મિર્ઝા સાથે પરણ્યા ત્યારે કુંવારા હતા અને મિર્ઝાના મૃત્યુ પછી વિધવા બની ગયા. આ રીતે આગાહી સાચી ઠરી!"* **[મજમુઆએ ઇલ્હામાત, પા. ૩૮].**

આ તે કેવી વાત !

*એક વખત કેટલીક મહત્વની બાબતો લેખીતમાં અલ્લાહ પાસે સહી કરાવવા મુકી. તેમણે અચકાયા વગર લાલ શાહીથી સહી કરી, જે કાળી હતી. અલ્લાહે જ્યારે સહી કરવા પેન હલાવી તો તેના છાંટા મારા પહેરણ ઉપર પણ પડયા.* **[તિરયાકુલ કુલુબ, પા.૩૩].**

*અવતરવાનો વાયદો પામેલા મસીહાના સાથીઓ ખરેખરમાં નબી મુહમ્મદ(સ)ના સહાબીઓ છે.* **[અલ ફઝલ, કાદિયાન, જાન્યુઆરી ૦૧, ૧૯૧૬].**

મૌલવી મુહમ્મદ હુસૈન બતાલ્વી, જેઓ મિર્ઝા ગુલામ અહમદના સૌથી મોટા ટીકાકારોમાંના એક હતા, વિષે મિર્ઝાની ભાષા જુઓ : *"જો મુહમ્મદ હુસૈન બતાલ્વીના પિતા જાણતા હોત કે તેમના બીજમાંથી આવો અબુ જહલ પેદા થશે, તો તેઓ તેમનુ પોતાનુ શિશ્ન કાપી નાખતા."* **[મિર્ઝા બસીર, અલ ફઝલ, નવેમ્બર ૦૨, ૧૯૨૨].**

*વેશ્યાઓની ઓલાદો સિવાયના બધાએ મારી નબુવત સ્વિકારી છે.* **[પરીશિષ્ઠ અન્જમ એ અદુમ, પા.૪૯-૫૦].**

મિર્ઝાના પોતાના દિકરા સુલતાન અહમદે કાદિયાનીના દરેક દાવાનો ઇન્કાર કાર્યો હતો અને મજાક ઉડાવી હતી.

*અલ્લાહ કહે છે કે "હું દર દસ દિવસે **'મૌજ'** દર્શાવુ છું."* (મૌજ = નશાની હાલત, સમાધિ, મોજ માણવી, મુર્છા).

*અલ્લાહની લાગણીએ મહાન કાર્ય કર્યુ.* (ખરેખર!!).

*"શાન નાસા પેરાષન ઓમર પરાતુસ યાની પાલાતુસ."* આ કોઇ પ્રિન્ટીંગની ખામી નથી. કહેવાય છે કે આ મિર્ઝા ગુલામ પર ઉતરેલી વહીનો નમુનો છે. આનો મતલબ શું થાય તેની ખબર કદાચ અલ્લાહને પણ નહીં હોય !

*મેં પોતાની જાતને અલ્લાહ તરીકે જોઇ અને માની લીધું કે હું જ અલ્લાહ હતો.* **[આઇને કામલાતે ઇસ્લામ, પા.૫૬૪].**

*અલ્લાહ એક બહુ મોટી જાત છે, જેને અગણિત હાથ અને પગ છે. તેને ઓકટોપસની જેમ મોટી મોટી સૂંઢો છે, જે બ્રહ્માંડના દરેક ખુણામાં ફેલાયેલી છે અને પોતાના તાંતણાઓ મારફતે દરેક વસ્તુ સાથે જોડાયેલ છે. આવી રીતે અલ્લાહ દરેક વસ્તુઓ અને ઘટનાઓ વિષે જાણકારી રાખે છે.* **[રૂહાની ખજૈન, ૩:૯૦].**

*જે લોકો મને નબી તરીકે નથી સ્વીકારતા તેઓ સુવ્વરો છે અને તેમની પત્નીઓ કુતરીઓ છે.* **[નજમુલ હુદા, પા.૧૦].**

*અલ્લાહે હઝરત ગુલામ અહમદ કાદિયાનીને સ્ત્રીમાં ફેરવી તેમની સાથે સંભોગ કર્યો.* **[ઇસ્લામી કુર્બાની, નિબંધ નં.૪, કાઝી યાર મુહમ્મદ કાદિયાની].**

મિર્ઝાના એક શિષ્ય બાબુ મન્ઝુર ઇલાહીએ **જાન્યુઆરી ૧૯૦૩માં અમ્રીતસર સમાચારમાં** લખ્યું હતું કે, *"મિર્ઝા સાહેબ કિશોરાવસ્થાથી જ સેક્સ વિષે નિષ્ક્રિય હતા, જ્યાં સુધી કે તેઓ સિઆલકોટ ના આવ્યા. મને ખાતરી છે કે પોતાના સારા સ્વભાવના કારણે સમાજના કુંવારા લોકોની સેવા કરતા હતા."*

૧૯મી સદીના અંતમાં, **ડો. ડબલ્યુ ડબલ્યુ હંટરે** પોતાના પુસ્તક **"ધ ઇન્ડીયન મુસલમાન્સ"ના પા. ૭૬** ઉપર લખ્યું છે કે *"અંગ્રજ હકુમત* ***'ભાગલા પાડો અને રાજ કરો'*** *ની નિતિમાં ખુબજ વિશ્વાસ ધરાવતી હતી. અમોને એ વાતની ખાતરી થઇ ગઇ હતી કે ૧૮૫૭ના વિપ્લવ પછી ઉલેમાઓ મુસ્લિમોમાં વધારે ભાગલા પાડી શકે તેમ નહોતા. જેથી હવે નવો ફિરકો બનાવવો જ રહ્યો. આ માટે ખુબ જરૂરી હતુ કે ભારતમાં નવો નબી ઉભો કરવો અને અમે એજ કર્યુ."*

*આ જાતે ઉગેલા છોડની ખાસ કાળજી અને તરફદારી રાખજો.* **[મિર્ઝા ગુલામના બ્રિટીશ લેફ્ટેનન્ટ ગવર્નરને લખેલો પત્ર, ફેબ્રુઆરી ૨૪, ૧૮૯૮].**

મિર્ઝા ગુલામ અહમદનો દિકરો મિર્ઝા બશિરૂદ્દીન મહમુદ **"સીરાતુલ મહેદી", પ્ર.૨** માં લખે છે કે, વાયદો પામેલા મસીહા **'વાઇ' અને 'મિરાક'** નામના માનસિક રોગથી પિડાતા હતા.

મિર્ઝાની વધુ એક અપમાનજનક વાતના સાક્ષી બનો : ઇસુ ખ્રિસ્તના સ્વર્ગારોહણની ટીકા કરતા અને મુહમ્મદ (સ)ની હિજરત વખતે, ગારે હિરામાં, લીધેલા આશ્રયનું વર્ણન કરતાં તે લખે છે કે, *"અલ્લાહે કહેવાય છે કે ઇસાને ઉંચા આસમાનોમાં આશ્રય આપ્યો, જ્યારે મુહમ્મદ(સ)ને એવી નકામી જગ્યામાં આશ્રય આપ્યો જે ગંધાતી, સાંકડી, અંધારી તથા કિડાઓ અને ઇયળોથી ઉભરાતી હતી."* **[તોહફાએ ગુલરવિયા, પા.૧૧૨, રૂહાની ખજૈન, પ્ર.૧૭, પા.૨૦૫, કોખક :મિર્ઝા ગુલામ અહમદ કાદિયાન].**

હવે, આ પ્રકરણનો અંત લાવીએ, એ વાતથી જેમાં તે પોતાનું વર્ણન કરતાં પોતાની જાતને કૃમિ તરીકે ઓળખાવે છે. *"હું તો કૃમિ છું, આદમનો બેટો નથી; એ જગ્યાનો, જે માનવ શરીરની સૌથી ગંધાતી અને ધિક્કાર પામેલી જગ્યા છે અને દરેક લોકો માટે શર્મગાહ છે."* **[દુર્રે સમીન, પા. ૧૧].**

આ વાત ઘણી ખેદજનક છે કે મુસ્લિમ ઉલેમાઓ માટે, આ અભણ અને અવ્યવસ્થિત ગામઠી મુલ્લો મિર્ઝા ગુલામ મોટો પડકાર સાબિત થયો :પડકારવામાં અને રોકવામાં ! આ એટલા માટે થયું કે ઘણા મુલ્લાઓ અને સુફીઓ પોતે જ મિર્ઝા ગુલામ જેવા દાવાઓ કરતા હતા. તે લોકોએ જ મિર્ઝા ગુલામ અહમદની બકવાસ અને ગપ્પાબાજી માટે માર્ગ મોકળો કર્યો હતો. વધારામાં, તેઓ ઇસાના સશરીર સ્વર્ગારોહણ અને બીજીવાર પાછા આવવાની માન્યતા ધરાવતા રહ્યા. મિર્ઝા ગુલામે એ વાતનો સાચોજ ઇન્કાર કર્યો હતો, જ્યારે તેમને **સર સૈયદ અહમદખાન (૧૮૧૭ - ૧૮૯૮)** પાસેથી સત્ય જાણવા મળ્યું.

**તસવ્વુફ / સુફીવાદના કે "ઇસ્લામની માટીમાં ઉગેલા બીજી દુનિયાના છોડવાઓ"ના દાવાઓને તમે જોયા.**

# ૨૦મી સદીના મુલ્લાઓના પ્રમુખ : મૌદુદી

આપણે મૌદુદી વિષે બહુ ટુંકાણમાં જોઇશુ કારણ કે તેમણે પુસ્તકોના પુસ્તકો ભરાય એટલી બકવાસ લખી છે. પરંતુ, થોડીક ઝલક પરથી ખ્યાલ આવી જશે કે મુલ્લા કેવી રીતે મરણ પછી પણ તેમના ચાહકોનો ખુદા હોય છે.

**નામ**: પ્રખ્યાત મુલ્લાહ મૌદુદીના જ્ઞાન અને હોશિયારીની થોડીક ઝલક જોતા પહેલાં આપણે તેમના આખા નામ અને ઉપનામ પર નજર નાખીએ. **મૌલાના સૈયદ અબુલ આ'અલા મૌદુદી,** નામનો મતલબ થાય છે : **અમારા શેઠ, માલિક, સ્તુત્યના પિતા, મૌદુદી**. આ વાત ઘણી વિચિત્ર છે કે એક માણસ, જે પોતે મહાન વિદ્વાન હોવાનો દાવો કરે છે તે આવા વિચિત્ર નામ સાથે ૭૬ વર્ષ જીવી ગયો. શું એમાં ઝાઝો વિચાર કરવા જેવો છે કે તે નામમાંથી દિવ્યતાનો દાવો ટપકે છે, જે શિર્ક ગણાય ? **કુર્આન મુજબ 'મૌલાના' એટલે કે 'અમારા માસ્ટર કે માલિક' એ બીજું કોઇ નહીં પરંતુ ફક્ત અલ્લાહ જ છે (૯ :૫૧)** અને એ પણ દેખીતુ જ છે કે **'અલ આ'અલા'** એટલે કે **'સ્તુત્ય'** અલ્લાહ સિવાય બીજું કોઇ ના હોઇ શકે.

**પ્રભાવ**: કપટી અને કમજોર મૌદુદીએ તેમના લાંબા લાંબા ગુંચવણભર્યા, નકામા અને ગુંચવી નાખનારા અનિર્ણાયક લખાણો વડે સદીના પાછલા અર્ધભાગમાં સામાન્ય મુસલમાનોના દિમાગ થીજાવી દીધા હતા અને તેઓએ એ બાબતની તકેદારી રાખેલી કે મુસ્લીમ ઉમ્માહ આ કરોળીયાના જાળા જેવા માનવ નિર્મિત અને હદીસ આધારીત બેનંબરી ઇસ્લામમાં ફસાયેલી રહે. કુર્આનને ત્યજનારાઓને એ જ મળ્યું, જે તેમને મળવાપાત્ર હતુ. ૧૯૫૦માં ઇજીપ્તના મુલ્લાઓના પ્રમુખ સૈયદ કુત્બની જેમજ મૌદુદીની ખ્યાતી પાછળ પણ સાઉદી રાજવીઓનો બહોળો ફાળો રહ્યો હતો.

**તેજસ્વીતા**: ચાલો ! હવે આપણે મૌદુદીની તેજસ્વીતાના કેટલાક નમુના તેમની પ્રખ્યાત છ ભાગોમાં વિસ્તરેલી તફસીર, **'તફીહમુલ કુર્આન, લાહોર, નવેમ્બર ૧૯૮૨'**માંથી જોઇએ. આપણે તેમના બીજા લખાણો પ્રત્યે પણ સમયાંતરે હવાલાઓ સાથે ધ્યાન આપીશુ.

**બંધક સ્ત્રીઓ વિષે**: **[૧ :૩૪૦નો અર્થ થાય છે ભાગ ૧, પાના નં. ૩૪૦]. ૧ :૩૪૦માં** યુદ્ધમાં બંધક બનાવેલી સ્ત્રીઓ વિષેની ચર્ચાના અંતમાં સાર લખતાં કહે છે કે: *''આજે પણ સરકારે યુદ્ધમાં બંધક સ્ત્રીઓને મુસ્લીમ સૈનિકોમાં વહેંચવી જોઇએ. સૈનિકોએ તેમનો **'ઉપભોગ'** કરવો જોઇએ. આ નિયમ દરેક સ્ત્રીને લાગુ પડશે, પછી ભલેને તે અહલે કિતાબ હોય કે બીજા ધર્મની હોય.''* જો દુનિયામાં ચારે બાજુથી માર ખાતા મુસ્લીમોની સ્ત્રીઓ સાથે **'કાફિરો'** આ પ્રમાણેનો ધૃણાસ્પદ વ્યવહાર કરશે, તો મુલ્લાઓને કેવુ લાગશે ? **જયારે કુર્આનની આયાત ૪૭ :૪માં કહેવામાં આવ્યું છે કે "યુદ્ધના કેદીઓને અવેજમાં કે અદલાબદલીમાં કે દયાભાવથી યુદ્ધ પત્યા બાદ છોડી દેવા."** આ સિવાય, કુર્આન પ્રમાણે, યુદ્ધકેદીઓ અંગે બીજો કોઇ વિકલ્પ નથી. જયારે એક મોટા ગજાના વિદ્વાને મૌદુદી સાથે મતભેદ વ્યક્ત કરતાં બતાવ્યું કે કુર્આને કેવી રીતે ગુલામી પ્રથાના દરવાજા હંમેશ માટે બંધ કરી દીધા છે, ત્યારે જવાબ આપ્યો કે, *'' આ માણસની ભુલ એ છે કે તે પોતાનો અભિપ્રાય આપવા માટે કુર્આન પર આધાર રાખે છે.''* **[તફીહમાત, ૨ :૨૯૨]**

**ગુલામીપ્રથા**: મૌદુદી આગળ જતાં જણાવે છે કે :

- *ગુલામનો માલિક તેના ગુલામને ગમે ત્યારે અને ગમે તેને વેચી શકે છે.*
- *'દયાભાવ' સાથે છોડી દેવાનો અર્થ થાય છે કે કેદીઓને ગુલામ બનાવી મુસ્લીમોની માલિકીમાં સોંપી દેવા.*
- *રાજ્યકર્તાઓ દ્વારા કોઇ પુરૂષને અપાયેલ દાસી કાયદા મુજબ છે અને તેનું જોડાણ નિકાહ જેવું છે.*
- *યુદ્ધ કેદી પુરૂષ કે સ્ત્રી મુસ્લીમ બન્યા પછી પણ ગુલામ જ રહેશે.*
- *જો ગુલામ ભાગવાનો પ્રયાસ કરે કે કોઇ નુકશાન કરે તો તેના માલિકને તેને મારી નાખવાનો હક્ક છે.*
- *આમ તો મુલ્લાઓ દ્વારા ઉપજાવી કાઢેલી શરીયત પત્નીઓની સંખ્યાને ચાર સુધી મર્યાદિત રાખે છે, પરંતુ દાસીઓ રાખવા પર કોઇ મર્યાદા નથી અને તેમની સાથે સંભોગની પણ આઝાદી છે. કોઇ પણ વ્યક્તિએ*

*આવી સ્ત્રીઓ સાથેના સંભોગને ખોટું સમજવા જેવું નથી.* **[તફીહમુલ કુર્આન, ૧ :૩૪૦થી આગળ અને ૫ ;૧૪થી આગળ].**

**સાવધાન! પ્રિય વાચકો, જ્યારે તમે એવા વાક્યો જુઓ કે "ઇસ્લામ આવું કહે છે.", તો જાણી લો કે તે મોટા ભાગે મુલ્લાઓના પોતાના સ્વાર્થના વિચારો હશે, ના કે અલ્લાહના શબ્દો.**

**નબી(સ)નો તુટેલો દાંત** : **તફીહમુલ કુર્આન, ૫ :૧૪ અને તર્જમાનુલ કુર્આન, ઇ.સ.૧૯૭૫, પાના નં.૯૩** પર મૌદુદી ખુશી ખુશી ઇબ્ને હિસામની બનાવટી રીવાયત નકલ કરતાં કહે છે કે, *"મૂર્તિપુજક સોહેલ બિન ઉમરો જંગે બદર વખતે પકડાઇ ગયો હતો. કેટલાક સહાબીઓ તેના દાંત તોડી નાખવા માગતા હતા કારણકે તે ઇસ્લામ વિરૂદ્ધ આગઝરતુ બોલનાર હતો. નબી(સ)એ ઇન્કાર કર્યો કે 'ના ! જો હું તેના દાંત તોડીસ તો હું નબી હોવા છતાં મારો દાંત અલ્લાહ તોડી નાખશે.' સોહેલને છોડી મુકવામાં આવ્યો. છતાં, એક વર્ષ બાદ જંગે ઉહુદમાં નબી(સ)એ સાચેજ દાંત ખોયા હતા."*

**જ્યારે કુર્આનની આયત ૫ :૬૭માં અલ્લાહ વાયદો કરે છે કે નબી(સ)નુ લોકોથી રક્ષણ કરશે.** મૌદુદી શું કહેવા માંગે છે ? શું નબી(સ)એ જંગે ઉહુદમાં સાચ્ચેજ દાંત ખોયા હતા ? તેઓ જંગે ઉહુદ પછી નવ વર્ષ જીવ્યા હતા. મારા ધ્યાનમાં એવી કોઇ બીજી હદીસ આવી નથી, જે તેમનો એક પણ દાંત ખુટતો હોવાની માહિતી આપતી હોય.

**બાળકો પર અત્યાચાર** : *ફક્ત એની જ છુટ નથી કે માસિક ના આવ્યું હોય તેવી છોકરી સાથે નિકાહ કરી શકાય, પરંતુ એની પણ છુટ છે કે તેનો પતિ તેની સાથે સંભોગ કરે. હવે એ સ્વાભાવિક છે કે જે વાતની કુર્આનમાં છુટ આપવામાં આવી હોય તેને કોઇપણ મુસ્લીમ હરામ જાહેર કરવાનો હક્ક ધરાવતો નથી.* **[તફીહમુલ કુર્આન, ૫ :૫૭૧].**

શું તેમણે પોતાની દીકરીઓ કે પૌત્રીઓને ૬ કે ૯ વર્ષે પરણાવી હતી ? મુલ્લાઓને હંમેશાં કુર્આન વિરૂદ્ધ વર્તવાની આદત પડી ગયેલી છે કારણ કે કુર્આન તેમની શયતાની ઇચ્છાઓને પુરી કરવા નથી દેતું. એક મોટો સવાલ પેદા થાય છે કે શું કુર્આન આવા બકવાસની છુટ આપે છે ? જવાબ માટે હવે પછીનો મુદ્દો જુઓ.

**લગ્નની ઉંમર** : મુલ્લાઓના હિસાબે છોકરીને માસિક આવવુ અને છોકરાને સ્વપ્નદોષ થવો એ તેમની ઉંમર લગ્ન લાયક થઇ જવાની નિશાની છે. આ બદનસીબ મુલ્લાઓ માટે બધુ જ સેક્સની આજુબાજુ જ ફરતુ હોય છે. બુખારીની એક હદીસ અધમ રીતે કહે છે કે *"છોકરીના નિકાહ ૬ વર્ષે અને પત્ની સાથે સંભોગ ૯મા વર્ષે થઇ શકે છે કારણકે આપણા નબી(સ)એ આયેશા સાથે એવું જ કર્યું હતું!"*

શું એ વાતમાં કોઇ નવાઇ લાગશે કે પશ્ચિમમાં નબી(સ)ને બાળઅત્યાચારી કહે છે ? શું કામ આ સુન્નતના વેપારીઓ પોતાની દીકરીઓને ૬ કે ૯ વર્ષે નથી પરણાવી દેતા ? ઘણા દેશો લગ્ન માટે જરૂરી ઉંમર છોકરીઓ માટે ૧૬ અને છોકરાઓ માટે ૧૮ વર્ષ રાખે છે. કુર્આનમાં આપેલ દિવ્ય જ્ઞાન આ બાબતને ત્રણ તર્કસંગત માપદંડ વડે એકદમ સરળ બનાવી દે છે.

- **એટલી સમજબુદ્ધિ અને પરીપક્વતા કે પોતે પોતાની મરજીથી લગ્નની મંજૂરી આપી શકે (૪ :૨૧)**
- **કાયદાકીય કરાર કરવાની હોશિયારી (૪ :૧૯)**
- **પોતાની નાણાંકીય જવાબદારી સંભાળી શકે તેટલી આવડત (૪ :૨૧)**

**ભુખથી મોત અંગે** : *જો કોઇ ભુખથી મૃત્યુ પામે, તો તે એટલા માટે મૃત્યુ પામ્યો કે તેનું મૃત્યુ ભુખથી થવાનુ અલ્લાહે લખ્યું હતુ.* **[તરજુમાનુલ કુર્આન, જાન્યુઆરી ૧૯૬૬].**

શું સરકાર અને સમાજને તેમની મૂળભૂત જવાબદારીમાંથી આટલી આસાનીથી છુટકારો આપી દેવો જોઇએ ? એક પ્રખ્યાત હદીસ મુજબ નબી(સ)એ કહ્યું હતુ કે, *"જો એક પણ માણસ કોઇ વસ્તીમાં ભુખ્યો સુઇ જાય છે, તો અલ્લાહ તેવા લોકો પરથી પોતાનુ રક્ષણ પાછું લઇ લે છે."* હજરત ઉંમરે કહ્યું હતુ કે, *"જો એક કુતરો પણ યુફ્રેટીસ નદીના કિનારે ભુખ્યો મરી જાય, તો મને ડર છે કે તેની જવાબદારી ઉંમરના માથે આવશે."*

**<u>મજબુત ઇસ્લામી રાજ્યની સ્થાપન</u>** : મૌદુદી ઇસ્લામી રાજ્યની સ્થાપના માટેનો એક ખુબ સરસ રસ્તો બતાવે છે : *'વસ્તીને નોટીસ આપવી જોઇએ કે તેઓ એક વર્ષમાં જાહેર કરે કે તેઓ મુસ્લીમ છે કે નહીં. આ એક વર્ષ પછી મુસ્લીમોના ઘરે પેદા થતા બાળકોને મુસ્લીમ ગણવામાં આવશે. જે લાકો મુસ્લીમ તરીકે નામ નોંધાવે તેમને ઇસ્લામની ઇબાદતો જેવી કે દિવસની પાંચ નમાઝો, જુમ્માની નમાઝ, ૨.૫ ટકા ઝકાત નોંધણી સાથે, રમઝાન માસના રોઝા, માલદારો માટે હજ્જ, ઘેટા કે બકરાની કુરબાની વરસમાં એક વાર, વિગેરેની ફરજ પાડવામાં આવશે. ત્યારબાદ જે પણ કોઇ આ ફરજો અદા કરવામાં ઉણા ઉતરશે તેમના માથા કાપી નાખવામાં આવશે.'* **[મુર્તદ કી સજા, ઓગષ્ટ ૧૯૫૩, પા.૭૬].**

એ વાત ધ્યાનમાં રાખવી કે ઘણા મુલ્લાઓએ મૌદુદીને ધર્મભ્રષ્ઠ દુષ્ટ જાહેર કરેલા. તેથી કદાચ તેમને જ **'મુર્તદ કી સજા'** ચાખવાનો લાભ મળ્યો હોત. જો મૌદુદી સાહેબની આ યોજના લાગુ કરવામાં આવે તો ઇસ્લામી રાજ્યમાં માથા વગરની વસ્તી ચાલતી નજરે આવે !

**<u>ભુલકણા નબી:</u>** *નબી(સ) ઇમામત કરવા માટે આવ્યા, લોકોએ સફ બનાવી લીધી. ત્યારપછી તેમણે પાછા જવાનુ શરૂ કર્યુ, જેવું તેમને યાદ આવ્યુ કે તેઓ* ***"જુનુબ"*** *ની હાલતમાં છે. તેઓ ઉભેલી સફો છોડીને સ્નાન કરવા જતા રહ્યા. જયારે તે પાછા આવ્યા, ત્યારે પાણી ટપકતુ હતુ.* **[તર્જુમાનુલ કુર્આન, ઓકટો. ૧૯૫૬].**

મૌદુદી આ વાત બુખારીના હવાલાથી લખે છે. વાચકો, યાદ રાખે કે બુખારી પ્રમાણે નમાઝમાં માણસને ભુલાવી દેનાર શયતાન છે.

**<u>કાચના ઘરોમાં રહેતા મહામાનવો</u> :** મૌદુદી અને બીજા **'પારંગત'** લોકો એ સાબિત કરવા તત્પર રહેછે કે નબી(સ) ભુલકણા હતા અને તેમના સહાબીઓ પણ **'જુનુબની'** હાલતમાં ફરતા હતા. શું નબી(સ) અને તેમના સહાબીઓ કાચના ઘરોમાં રહેતા હતા અને તેમને અંગત બાબતોનુ કોઇ ભાન જ નહોતુ ? શું તેઓના મન સેક્સથી છવાયેલા રહેતા હતા કે પછી મુલ્લાઓના જ મન તેનાથી છવાયેલા રહે છે ? હદીસી સાહિત્ય સેક્સ, પ્રેમ કરવાની રીતો, વાસના, સંભોગ પછીનુ સ્નાન, માસિક, તલાક, ધાવણ, રખાતો, ગુલામો, હુરો વિગેરેના બેશરમ વર્ણનોથી ભરપુર છે. ઇસ્લામની ઉદ્દાત્ત દ્રષ્ટિ અને ઉચ્ચ વિચારધારા આવા સમજ વગરના મગજોથી અદ્રશ્ય જ રહે છે. નબી(સ) અને તેમના સહાબીઓ માનવ ઇતિહાસની સૌથી મોટી ક્રાંતી લાવવામાં વ્યસ્ત હતા તથા તેમની પાસે આવી બકવાસ વાતો અને કાર્યો માટે સમય પણ નહોતો.

**<u>કુર્આનની નકલોનુ હુતાસણ</u>** : *હજરત ઉસ્માને અલગ અલગ બોલીઓમાં લખાયેલી કુર્આનની ૬ નકલો સળગાવી નાખી હતી, અલ્લાહ અને રસુલે તેમને આવો હુકમ નહોતો આપ્યો છતાંપણ.* **[તરજુમાનુલ કુર્આન ૧૯૭૫, પા.૩૯].**

શું મૌદુદીએ આ જોયું હતુ ? શું કુર્આન કહે છે કે તે અલગ અલગ બોલીઓમાં ઉતર્યુ હતુ ?

**<u>કબરમાં જીવન</u>** : *એ માન્યતા કે* ***'કબરમાં જીંદગી છે'*** *અને એ કે* ***'કબરમાં જીંદગી નથી'***. *આ બંને માન્યતાઓ ખતરનાક છે.* **[તરજુમાનુલ કુર્આન ડીસે. ૧૯૫૯].**

બધું જ જાણનાર આ મુલ્લાએ જવાબ માટે કુર્આન જોવુ જોઇતુ હતુ. મરેલુ એટલે મરેલુ. મનુષ્યની નફ્સ કે આત્મા જીવતી રહે છે, ન કે શરીર. **કુર્આન પ્રમાણે મૃત્યુ પામેલા દુનિયામાં પાછા આવતા નથી (૨૩:૧૦૦, ૩૨:૧૨).** મૌત એ અતિલાંબા સમયની ઊંઘ છે, જે કયામત સુધી ચાલુ રહે છે.

**૩૬:૫૧ અને જ્યારે સુર ફુંકવામાં આવશે, તેઓ તેમની વિસર્જીત અવસ્થામાંથી ઉઠીને પોતાના રબ તરફ દોડશે.**
**૩૬:૫૨ તેઓ કહેશે, "ઓહ ! તબાહી છે અમારા પર ! કોણે અમને અમારી ઊંઘવાની પથારીમાંથી જગાડયા ?"**

**<u>કબરનો અઝાબ</u> : આયાતો ૩૬:૫૧-૫૨**, મજબુત રીતે મૌલવીઓ દ્રારા વેચાતા કબરના અઝાબની વાતનો છેદ ઉડાવી દે છે. શું અલ્લાહ મૃત્યુ પામેલાઓને કયામત પહેલાં અને હિસાબ કર્યા પહેલાં સજા આપશે ? કુર્આન ઘણી પ્રકારની સજાઓનુ વર્ણન કરે છે, પરંતુ એક પણ વખત અઝાબે કબર કે કબરની સજાનો ઉલ્લેખ સુદ્ધાં કરતુ નથી.

આમ છતાં, **મુલ્લા મૌદુદી તરજુમાનુલ કુર્આનના ડીસે. ૧૯૫૯માં** લખે છે કે : મોટા ભાગના લોકો, કયામત ના આવી જાય ત્યાંસુધી, કબરમાં સજા ભોગવશે ; કારણકે તેમાંના ઘણા લોકો તેઓના પલંગમાં બેસી ખાવાનુ ખાતા હતા.

**<u>ધાર્મિક આઝાદી</u>** : *મુલ્લા મૌદુદી મુજબ, ઇસ્લામી દેશમાં ગૈરમુસ્લીને પોતાનો ધર્મ ફેલાવવાનો પુરો અધિકાર હશે, પરંતુ અમે એ બાબતની છુટ નહીં આપીએ કે કોઇ મુસલમાન પોતાનો ધર્મ બદલે.* **[તરજુમાનુલ કુર્આન ડીસે. ૧૯૫૯, પા. ૨૬૯].**

મુલ્લાઓ ધર્મથી ફરી જનારનુ માથુ કાપી લે છે. **જ્યારે કુર્આન કહે છે કે ધર્મમાં કોઇ બળજબરી નથી (૨:૨૫૬),** ત્યારે શું તેમને અહી નિર્લજ્જ અને મુર્ખતાપૂર્ણ વિરોધાભાષ નથી દેખાતો ?

**<u>કાફીરોના બાળકો અંગે</u>** : *ગૈરમુસ્લીમ બાળકો સ્વર્ગમાં જશે, પરંતુ તેમને સ્વર્ગમાં રહેનારાઓના ગુલામ બનાવવામાં આવશે.* **[તરજુમાનુલ કુર્આન ડીસે. ૧૯૫૯, પા. ૨૬૯].**

મુલ્લા પોતે વિચારતા હશે કે પોતે જ સ્વર્ગમાં રહેનારા હશે ! ગુલામીપ્રથા સ્વર્ગમાં પણ ! મૌદુદીએ કયારેય વિચાર્યું નહીં હોય કે તેમની ઔલાદ હંમેશ માટે ગુલામ રહી શકે છે.

*ગૈરમુસ્લીમ બાળકીઓ જે જવાનીમાં જ મરી ગઇ હશે તેમને સ્વર્ગની હુર બનાવવામાં આવશે.* **[એશિયા, લાહોર, જુન ૧૯૬૯].**

અને તેમની સાથે કેવો વ્યવહાર થશે ? મૌદુદી પ્રમાણે, સ્વર્ગના પુરૂષો પાસે પોતાના મહેલોમાં મોટા સ્તનોવાળી પોતાની હુરો હશે અને ગૈરમુસ્લીમ નાની હુરો મહેલની બહાર તંબુઓમાં રહેશે. સ્વર્ગના પુરૂષો, જે ખરેખર મુલ્લાઓ જ હશે, સાંજે ફરવા નિકળશે ત્યારે તેમની સાથે સંભોગ કરશે. અરેરે ! બિચારા કાફીરના બાળકો !

**<u>જુઠ્ઠું બોલવું ફરજીયાત</u>** : *સત્ય એ ઇસ્લામના મૂળભૂત આદર્શોમાંથી અને જુઠ્ઠ મોટા પાપોમાંથી છે. પરંતુ અસલ જીંદગીમાં જરૂરત ઉભી થાય ત્યારે જુઠ બોલવુ જરૂરી જ નહીં, પણ ફરજ બની જાય છે.* **[તરજુમાનુલ કુર્આન મે, ૧૯૫૮, પા. ૫૪].**

**<u>હંગામી લગ્નો / મુતાહ</u>** : *મુતાહ એટલે કે હંગામી લગ્નની કેટલાક સંજોગોમાં છુટ છે.* **[તરજુમાનુલ કુર્આન ઓગ. ૧૯૫૫].**

મૌદુદી એક ઉદાહરણ આપે છે કે : *એક સ્ત્રી અને એક પુરૂષ જો કોઇ ટાપુ ઉપર ફસાઇ જાય તો તેમણે ખાવાનું મેળવ્યા બાદ, તેમના લગ્નની સ્થિતિને ધ્યાનમાં લીધા વગર, આગળ વધીને તરત જ સંભોગ કરી લેવો જોઇએ.*

**<u>મૃત સંતો પાસે માંગવા અંગે</u>** : મૃત્યુ પામેલા સંતોની કબરો પર જઇ માંગવા બાબતે મૌદુદી કહે છે કે *: "એ શક્ય છે કે તમે તેમને પુકારો અને તેઓ સાંભળતા ના હોય. એ પણ શક્ય છે કે તેઓ સાંભળી શકતા હોય, પરંતુ તેમની આત્મા ત્યાં હાજર ના હોય અને તમે તેમની આત્માની ગેર હાજરીમાં પુકારતા હોવ. એ પણ શક્ય છે કે તેઓ સંભોગ કરી રહ્યા હોય કે પછી અલ્લાહની ઇબાદત કરતા હોય અને તમે તમારા સ્વાર્થના કારણે તેમને ગુસ્સે કરો."* **[તરજુમાનુલ કુર્આન ઓગષ્ટ, ૧૯૫૫, પા. ૨૬૧].**

એ પણ શકય છે કે મૌદુદી તેમનુ મગજ ખોઇ બેઠા હોય અને એ પણ શકય છે કે તેમને ભાન જ ના હોય કે તેઓ શું કહી રહ્યા છે. **જુઓ કુર્આનની આયાતો ૩૬:૫૧-૫૨.**

**<u>ઇમામ અબુ હનીફા અંગે</u>** : *ઇમામ અબુ હનીફાના ફીકાએ ઇસ્લામને એક જડ હિન્દુશાસ્ત્રમાં ફેરવી નાખ્યું છે.* **[તરજુમાનુલ કુર્આન, ૧:૧૩૬].**

આ બાબત સમજવા જેવી છે.

**<u>અલ્લામા ઇકબાલ અંગે</u>** : અલ્લામા મુહમ્મદ ઇકબાલના હદીસો વિષેના ટીકારૂપ દ્રષ્ટિકોણના જવાબમાં મૌદુદી કટાક્ષપૂર્વક કહે છે કે : *"બીજા આલીમોની હાજરીના કારણે તેમના વિચારો જાણવાની જરૂર નથી."* **[તરજુમાનુલ કુર્આન, ૧:૧૭૦].**

અલ્લામા ઇકબાલ ઉત્કૃષ્ટ કક્ષાના આલીમ એટલે કે વિદ્વાન હતા અને પોતાની કવિતાઓના માધ્યમથી કુર્આન સમજાવનારા, દેશ અને વિદેશમાં પ્રખ્યાત કવિ હતા. અલ્લામા ઇકબાલને અવગણતી કોઇ પણ વિદ્વાનની ઉર્દુ રચના તે લેખકની માનસિક દરીદ્રતા દર્શાવે છે. અલ્લામા ઇકબાલ બેરોજગાર મુલ્લા મૌદુદીને પઠાણકોટમાં કામ કરવાની તક આપનારા હોવા છતાં, મૌદુદીના દળદાર લેખોમાં તેમની એક પણ ઉચ્ચકક્ષાની કાવ્ય રચના કે તેમના ઊંડાણ ધરાવતા વિચારોનો ઓછાયો પણ જોવા મળતો નથી.

**કુર્આન આયાત ૫ :૧૦૪ તેમજ બીજી ઘણી આયાતો બુઝુર્ગોના કે પૂર્વજોના આંધળા અનુકરણ અંગે ચેતવણી આપે છે અને તેને કુફ્ર સાથે સરખાવે છે**, છતાં જેટલો પુરાણો મુલ્લો તેટલો જ તે વધારે પ્રમાણભૂત બનતો જાય છે અને મૃત્યુ પામેલો મુલ્લો તો વધારે પ્રમાણભૂત અને પવિત્ર ગણાવા લાગે છે.

**<u>લગ્ન પહેલાંની તલાક</u>** : ૨૦મી સદીના મુલ્લાઓનો સરદાર પોતાના પૂર્વજોનુ આંધળુ અનુકરણ કરે છે. દા.ત. હનફી ફિકાહ પ્રમાણે, કોઇ વ્યક્તિએ નિકાહ પહેલાં બોલેલા ત્રણ તલાકથી પણ લગ્ન કરનારી સ્ત્રી પર તલાક લાગુ થઇ જાય છે. **[તરજુમાનુલ કુર્આન, ૧:૧૮૮].**

કઇ રીતે ?

પ્રિય વાંચકો, આ હતા મૌદુદીની દિવ્ય રચનાઓના નમુના. ફક્ત જગ્યાનો અભાવ જ આપણને વધુ ઉદાહરણોથી રોકી રહ્યો છે. તો ચાલો, હવે છેલ્લા એક ઉદાહરણ સાથે આપણે આ પ્રકરણ પુરૂં કરીએ.

**<u>યુવાન સ્ત્રીનું સ્તનપાન કરવુ</u>** : આ એક ભયંકર હદીસી મજાક છે. બુખારી લખે છે કે હજરત આયેશાની બકરી એ પાન ખાઇ ગઇ હતી જેના ઉપર કુર્આનની બે આયાતો લખેલી હતી. આ ઘટના ત્યારે બની હોવાનુ કહેવાય છે, જયારે નબી(સ)ના મૃત્યુ સમયે અવ્યવસ્થા સર્જાઇ હતી. તેમાંની એક આયાત શેખ અને શેખહા (પરણિત કે ઉંમરલાયક પુરૂષ અને સ્ત્રી) જો વ્યભિચાર કરે તો તેમને સંગસાર કરવાની એટલે કે પથ્થરો મારીને મારી નાખવાની સજા વિષેની હતી.

બીજી આયાત દસવાર ધવરાવવાની; બકરી દ્વારા ખવાયેલી, અસ્તીત્વ વગરની, ભયંકર મજાકરૂપ **"આયાતે રજઅ'ત"** હતી. હદીસી ઇમામો લખે છે કે *'હજરત આયેશાએ કોઇ સ્ત્રી જ્યારે એકાંતમાં હોય ત્યારે, સગો ના હોય તેવા પરપુરૂષને પ્રવેશ આપી શકે તે માટેનો એક આસાન રસ્તો બતાવ્યો છે. સગો ના હોય તેવા પરપુરૂષને અલગ અલગ સમયે દસવાર જો એ સ્ત્રીનુ સ્તનપાન કરાવવામાં આવે તો કામ થઇ ગયુ ! એટલે કે તે એકાંતમાં મળી શકે તેવો '**મહરમ**' (એવો સગો જે એકાંતમાં મળી શકે) બની ગયો.'* **[હદીસ નં. ૧૯૩૪, ઇબ્ને માજાહ ; હદીસ નં. ૩૦ :૧૨, મલિક મુવાત્તા ; બુખારીની 'મુજરીમ' બકરી વિષેની હદીસ].**

પાલક માતા વિષે કુર્આન સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે ***"નીચે દર્શાવેલ સ્ત્રીઓ સાથે તમારા લગ્ન પ્રતિબંધિત છે: ...., પાલક માતાઓ કે જેમણે તમને દુધ પિવડાવ્યુ હોય, પાલક માતાની દીકરીઓ, ..."*** **(આયાત ૪ :૨૩).**

આ આયાત નાના બાળકો અને તેમની પાલક માતાઓની વાત કરી રહી છે. એક જ સ્ત્રીને ધાવેલા બાળકો સંબંધમાં ભાઇબહેન બની જાય છે અને તે સ્ત્રીને તેમની માતાનો દરજ્જો મળે છે. મૌદુદીના હિસાબે, *"ઇમામ હંબલ કહે છે કે કોઇ સ્ત્રીનુ ત્રણ વખત સ્તનપાન કરવાથી બાળકનો સંબંધ પાકો થઇ જાય છે. જ્યારે ઇમામ શાફી મુજબ પાંચ વખત."* હવે સ્વસ્થ દિમાગવાળા વ્યક્તિઓ માટે તો સિદ્ધાંત સ્પષ્ટ છે, પરંતુ ફિકહના ઇમામો અને આપણા મુલ્લાઓ વ્યર્થ વાદવિવાદમાં વ્યસ્ત રહે છે.

**મુલ્લા મૌદુદી પોતાની કિતાબ તહફીમના ભાગ ૧, પાના ૩૩૮** ઉપર લખે છે કે *"ફિક્હના ઇમામોમાં સ્તનપાનની ઉંમર અંગે ભેદભાવ છે. પરંતુ જો એક પુખ્ત પુરૂષ કોઇ સ્ત્રીને સ્તનપાન કરે તો સગાઇમાં બંધાઇ જાય છે !"* આ મુર્ખા

મી અહીં પુરી નથી થતી. મુલ્લા મૌદુદી પોતાની કિતાબ તરજુમાનુલ કુર્આનમાં સાર કાઢતાં લખે છે કે *"પીવાયેલા દુધની માત્રા ખુબજ મહત્વની છે."* કેટલું દુધ ? હવાતિયા મારતા મૌદુદી ઇમામ અબુ હાનીફા અને ઇમામ મલિકની મદદથી ઉપાય શોધે છે કે *"એટલુ દુધ, જેટલુ રોઝેદારનો રોઝો તોડવા માટે જરૂરી હોય."* આમછતાં, આ ત્રણે મુલ્લા એ દર્શાવવામાં નિષ્ફળ રહ્યા કે કેટલુ દુધ રોઝો તોડવા માટે જરૂરી છે. આ મુલ્લાઓનો નથી નાતો બુદ્ધિ જોડે કે નથી હિમ્મત આવી મગજ વગરની માનવ બુદ્ધિના અપમાન સમાન હદીસનો ઇન્કાર કરવાની, જેમાં એક પુખ્ત વ્યક્તિ અજાણી સ્ત્રીને સ્તનપાન કરવાની બાબત છે. શું આ મુલ્લાઓ પોતાની મા, બહેન અને દીકરીઓને આવું કરવાની સલાહ આપશે ? મૌદુદીએ આપી હોય તો કોને ખબર ?

**"સાત સહાબીઓની જીવનકથા"**ના સંકલનકર્તા, આયાતુલ્લાહ સૈયદ મુર્તઝા હુસૈન નસીર ફિરોઝાબાદી ખુશી ખુશી આ અપમાન સ્વીકારે છે, પરંતુ પોતાની **'સંવેદીતા'** દર્શાવતાં હજરત આયેશા અને ઇમામ હંબલ દ્વારા ભુલી જવાયેલ એક અગત્યની બાબત માટે હતાશ થતાં કહે છે કે: *"પુરૂષે સ્ત્રીની છાતીને સ્પર્શવું પડશે."* મૌદુદી સાહેબને આ બાબતની કોઇ ચિંતા નથી.

પ્રિય વાચકો, આપણા ઇમામો અને મુલ્લાઓને એવા સવાલોના જવાબો આપવાનો બહુ શોખ છે જે કદી પુછાતા નથી! સાચું કહો તો તેઓ કાલ્પનિક પરિસ્થિતિ ઉભી કરે છે.

# વધુ મુલ્લાઓ

**મદ્રસાઓ સાચે જ જાહિલીયતના નુસખા છે. (દુહાનો મુખ્ય વિષય) - સર અલ્લામા ઇકબાલ.**

**પીએચડી મુલ્લાઓ** : મૌદુદી પાસે પદ્ધતિસરનું ભણતર નહોતુ. પરંતુ આપણા મુલ્લાઓ પણ એ જ કારખાનાના બીબામાં ઢળેલા લાગે છે. અમેરીકા કે યુરોપથી પીએચડી થયેલા મુલ્લા પણ પાકિસ્તાન કે બીજા કોઇ દેશના ગામડાના મુલ્લાઓ કરતાં સારા નથી હોતા. તેઓ માનવ અસ્તીત્વના ભૌતિક, શારીરીક અને જાતિય પાસાઓમાં વ્યસ્ત છે. તેમના મગજ બુદ્ધિ અને સૌદર્યના સ્તરે પહોંચવામાં અસમર્થ છે. તેઓ હદીસની તરફદારી કરવા માટે કુર્આનના નિયમોનુ ઉલંઘન જરૂરી સમજે છે.

**"ઇસ્લામ - સાચો ઇતિહાસ અને જુઠી માન્યતાઓ" (Islam –The True History and False Belief)** પુસ્તકમાં મેં આ પ્રમાણે લખ્યુ છે : *"મને મારી એક ખાસ ચિંતા દર્શાવવા દો. હું નાસમજ હતો અને તે યોગ્ય પણ હતુ કે ૨૫ વર્ષ પહેલાં એવું વિચારતો હતો કે પશ્ચિમના પીએચડી મુલ્લાઓ આપણા પૂર્વના ગામડીયા મુલ્લાઓ કરતાં સારા હશે. પરંતુ ના ! એવું નથી ! જે **'ઇમામી'** કાયદાઓની હું વાત કરતો હતો તેની પહોંચ એટલે દુર સુધી ફેલાયેલી છે કે આજે પણ તેઓ કોલેજની પદવીની આડમાં એટલા જોશથી જ લાગેલા છે જેટલા જોશથી દાઢી અને બુરખો. આપણે આપણી પશ્ચિમની ઇસ્લામી શાળાઓમાં સુધારા કરવાની જરૂર છે. આ શાળાઓમાંના ભણતરને બે નંબરી ઇસ્લામથી મુક્ત કરવુ જરૂરી છે. જો તેઓ પવિત્ર કુર્આન તરફ પાછા આવશે તો ફક્ત અમેરીકા અને યુરોપની જ નહીં, પરંતુ આખી દુનિયાની મહાન સેવા કરી ગણાશે. અહીં પણ એક ચેતવણી આપુ છું કે લગભગ કુર્આનના બધા જ અનુવાદો અને તફસીરો એવા લોકો દ્વારા લખવામાં આવી છે, જે માણસે બનાવેલા નકલી ઇસ્લામમાં માનવાવાળા છે. આપણે કોઇપણ સમજુતી જરૂરી અભ્યાસ વગર સ્વીકારવી જોઇએ નહીં. ઘણા જાણકાર લોકો મારા કુર્આન શરીફના અંગ્રેજી અનુવાદને ભરોસાપાત્ર અને ભૂલરહિત ગણે છે. તેનુ શિર્ષક છે : **"કુર્આન જે પોતેજ પોતાને સમજાવે છે." (THE QURAN AS IT EXPLAINS ITSELF.)"***

આપણે એ ભુલ ના કરવી જોઇએ કે મદ્રસામાં તાલીમ પામેલા મુલ્લાઓને શિક્ષિત માની લઇએ. તેમનુ **'જ્ઞાન'** ફિરકાવાદ સિવાય કોઇ કામનુ નથી. એ બાબત આશ્ચર્યજનક છે કે ભલેને આ મુલ્લાઓ કોઇપણ સમયે કે કોઇપણ જગ્યાએ કોઇપણ કોલેજમાં ભણેલા હોય કે ના હોય, તેઓ એક સરખી જ મુર્ખતાપૂર્ણ માનસીક્તા ધરાવતા હોય છે. આ પ્રકરણ એ બાબત સત્ય સાબિત કરશે. મુલ્લાઓની દુનિયામાં એક કાયમી નિયમ છે કે કુર્આન પર વિચાર વિમર્સ કરવો પ્રતિબંધિત એટલે કે હરામ છે. મુફ્તી કિફાયતુલ્લાહ મુજબ *"જો તમે પણ એ જ નિર્ણય લેશો જે તમારા પૂર્વજોએ લીધો હતો, તો તમારૂ વિચારવુ નકામું છે અને જો તમે અલગ નિર્ણય લેશો, તો એ શાપરૂપ છે."*

*હિજરી ૧૪૦ની આસપાસ નબી(સ) ની કબરના સમારકામની જરૂર પડી. કડીયાઓએ ઇમામ જાફર સાદીકને પૂછયુ કે છત પર ચઢાય કે નહીં. ઇમામે જવાબ આપ્યો, "કદાચ તમે તેમને પોતાની કોઇ પત્ની સાથે સંભોગ માણતા જોશો."* **[ઉસુલે કાફી, ઇમામ કાલીની, કિતાબુલ હુજ્જત ૧:૪૫૨].**

*ખલીફા હારૂન રસીદના સમયે ઇમામ અબુ યુસુફ મુખ્ય ન્યાયાધિશ બન્યા. આ કારણે જ હનફી ફિરકો પ્રખ્યાત થયો.* **[શાહ વલીઉલ્લાહ, હુજ્જત પા.૨૪૨].**

જરા ધ્યાન આપો કે **'ઇમામો'** રાજાઓની અને અત્યાચારીઓની કેવી ગુલામી કરતા હતા.

*જુનૈદ બગદાદીના એક શિષ્યે ટાઇગ્રીસ નદી એવું બોલતાં બોલતાં પાર કરી લીધી કે "યા જુનૈદ, યા જુનૈદ !" અને જ્યારે તેણે કહ્યું કે "યા અલ્લાહ, યા અલ્લાહ !", ત્યારે તે ડુબી ગયો.* **[મલ્ફુજાતે અહમદ રજાખાન બરેલવી ૧:૧૧૭].**

*"લા ઇલાહા ઇલ્લલ્લાહ" એ અજ્ઞાનીઓનો કલમો છે.* **[ઇમામ ગઝાલી, મિશ્કાતુલ અન્વાર, પા.૨૫].**

*હજરત અલી પહેલા ખલીફા હોવા જોઇતા હતા. પરંતુ તેમણે ઉતાવળે બળવો કરીને પોતાની જ બદનામી કરી. પછી હજરત ઉસ્માને કુર્આન સાથે મનફાવે તેવી રમત કરી. અમીર મુઆવીયા દારૂ પીતા હતા. હજરત અલી જાહિલીયતના વખતમાં ખુબ દારૂ પીતા હતા અને પછીના સમયમાં સંતાઇને પીતા હતા.* **[મુસ્નદે અહમદ બિન હંબલ અને મનાકિબ અહમદ બિન હંબલ પા.૧૬૮].**

*મૃત શરીર કબરમાં તરત જ જીવતું થઇ જાય છે.* **[મુસ્નદે અહમદ બિન હંબલ અને મનાકિબ અહમદ બિન હંબલ].**

હંબલની આ વાત ગેરકુર્આની છે. **જુઓ આયાતો ૩૬ : ૫૧–૫૨**. કબરમાં સજાની માન્યતા કુર્આન બહારની છે અને તેથી જ ખોટી છે. મૃત્યુ એ કયામત સુધી લંબાયેલ ઊંઘની પરિસ્થિતિ છે.

**૩૬ :૫૧ અને જ્યારે સુર ફુંકવામાં આવશે, ત્યારે તેઓ તેમની વિસર્જીત અવસ્થામાંથી ઉઠીને પોતાના રબ તરફ દોડશે. ૩૬ :૫૨ તેઓ કહેશે, "ઓહ ! તબાહી છે અમારા પર ! કોણે અમને અમારી ઊંઘવાની પથારીમાંથી જગાડયા ?"**

*ઇમામ જાફર સાદીકે કહ્યું કે, "જે મને નહીં માને, તે કાફિર છે."* **[કિતાબ અશ્શાફી, ૧ :૨૧૫].**

*પૃથ્વી એક મોટા આખલાના શિંગડા ઉપર ટકેલી છે. જ્યારે તે માથું હલાવે છે ત્યારે ભુકંપ આવે છે.* **[ઇબ્ને કસીર, ૨ :૨૯, ૫૦ :૧].** પછીથી ઇબ્ને કસીર પોતાનુ મન બદલી કહે છે કે, *"પૃથ્વી માછલી ઉપર ટકેલી છે. માછલી પાણી પર અને પાણી મક્કાના સફા પર્વત પર, સફા એક ફરીસ્તા પર, ફરીસ્તો એક પથ્થર પર અને પથ્થર હવામાં છે. જ્યારે માછલી હલે છે ત્યારે ભુકંપ આવે છે.* **[ઇમામ ઇબ્ને કસીર, તફસીર. ભા.૧ પા.૭૬].**

સર આઇઝેક ન્યુટન આપણા આ 'જ્ઞાની' મુલ્લાઓથી કંઇક શીખી શક્યા હોત અથવા તો તે પોતાની કબરમાં પાસા ફેરવતા હશે.

*જો પત્ની સુંદર ના હોય તો પતિનુ શરીર કમજોર પડતુ જાય છે.* **[ઇમામ ઇબ્નીલ કય્યામ, તિબ્બે નબવી, નબવી દવાઓ, પા.૪૭૯].**

**<u>નેહજુલ બલાગ</u>** : લાખો શિયાઓ દ્વારા કુર્આન પછીની એકદમ અસલી ગણાતી કિતાબ 'નેહજુલ બલાગ' છે. એવું કહેવાય છે કે આ પુસ્તક હજરત અલીના બયાનોનો સંગ્રહ છે. કમનસીબી એ છે કે જે મુલ્લાઓએ આ સાંભળેલી દંતકથાઓ હજરત અલીના દેહાંત બાદ સદીઓ પછી લખી છે, તે વાતો હજરત અલીની બેઇજ્જતી કરે છે.

- *સ્ત્રી એ વિછી છે, જે દિલને ખુશ કરે છે, પરંતુ ડંખ મારવાથી ચુકતી નથી.*
- *સ્ત્રી સંપુર્ણ દુષ્ટ છે અને તેથી મોટી દુર્ઘટના એ છે કે એના વગર ગુજરાન શક્ય નથી.*
- *સ્ત્રીઓ બુદ્ધિમાં ખામીવાળી હોય છે. સારી સ્ત્રીઓથી પણ ચેતતા રહેવું.*

*જે માણસની નજર લાગતી હોય તેને આખી જીંદગી જેલમાં રાખવો જોઇએ.* **[ઇમામ ઇબ્નીલ કય્યામ, તિબ્બે નબવી, પા.૩૨૦].**

*મેરાજની રાતે ઇમામ ગઝાલીએ પયગંબર મુસા(અ.સ.)ને ઠપકો આપ્યો હતો. નબી મુહમ્મદ(સ)એ કહ્યું હતુ કે, "તેમની ઇજ્જત કરો, ઓ ગઝાલી!"* **[મલ્ફુજાતે હાજી ઇમ્દાદુલ્લાહ મહાજીર મક્કી, ઇમ્દાદુલ્લાહ મુસ્તાક અશરફ અલી થાનવી].**

યાદ રાખો ! ઇમામ ગઝાલી નબી(સ)ની વફાતની પાંચ સદી બાદ પેદા થયા હતા. જરા કલ્પના કરો કે તેઓ ગૌરવવંતા મુસા(અ.સ.)ને ઠપકો આપે છે.

*જુમ્માની નમાઝ બાદ બકરીનો આગળનો પગ લો. પુરા નિર્વસ્ત્ર થઇ જાઓ. તમને જે વ્યક્તિને પામવાની ઇચ્છા હોય તેનુ નામ અને સુરા યાસીન લખો. પછી માંસને તપેલામાં મુકો. તે વ્યક્તિ તમારા પ્રેમમાં પડી જશે.* **[હકીમુલ ઉમ્મત તરીકે ઓળખાતા મુલ્લા અશરફ અલી થાનવી દ્વારા, "ખાલિદ" માસીક, દારૂલ ઉલુમ દેવબંધ].**

*જો તમે તમારા દુશ્મનને મારવા ઇચ્છો છો તો, એક પાઉંના ટુકડા ઉપર 'અલીફ' થી 'તા' સુધી લખો. તેના ઉપર સુરા અરૃદ પઢો. પાઉંના પાંચ ટુકડા કરો અને પાંચ કુતરાઓને ખવડાવી દો. આ કુતરાઓને કહો કે "મારા દુશ્મનનુ માંસ ખાઇ જા." ઇન્શા અલ્લાહ, તમારા દુશ્મનના શરીર પર મોટા ફોલ્લા પડશે.* **[હવાલો ઉપર મુજબ].**

આ એક દુ:ખદ બાબત છે કે કરોડો નિર્દોષ અને અભણ લોકો આ ઉપખંડમાં મુલ્લાઓને અને સુફીઓને અધિકૃત સમજે છે અને તેમની સલાહને અનુસરે છે.

*તરબુચ કે બીજું કોઇપણ ફળ કાપતાં પહેલાં તેના ઉપર "ફઝબુહા" કહો અને તમને તે ફળ ખુબજ મીઠું લાગશે.* **[અશરફ અલી થાનવી, આમાલે કુર્આની].**

આવા **"આમાલે કુર્આની"** ખુદ કુર્આનમાં કોઇ જગ્યાએ આપેલા નથી.

*આયાત પઢો કે, "જ્યારે આસમાન ફાટી જશે." અને તેને લખીને પ્રસુતા સ્ત્રીની ડાબી જાંગ પર બાંધી દો. પ્રસુતી સરળતાથી થઇ જશે. તે સ્ત્રીના વાળ કાપી, તેની જાંગો વચ્ચે સળગાવવાથી પ્રસુતીમાં વધુ રાહત થશે.* **[અશરફ અલી થાનવી, આમાલે કુર્આની].**

કમનસીબી છે કે, મુલ્લાઓ અને સુફીઓ લાકોનું ધ્યાન ખેંચવા માટે, ચમત્કાર અને ભવિષ્ય ભાખવા માટે દુનિયાની સૌથી તર્ક સંગત અને વ્યવહારીક બોધ આપનારી કિતાબ કુર્આનનો દુરૂપયોગ કરે છે.

૨૦મી સદીના એક મહાન ઇસ્લામીક નામ એટલે કે સાઉદી અરેબિયાના મુખ્ય મુફતી **શેખ અબ્દુલ અઝીઝ બિન બાઝે ૧૯૭૦માં એક ફતવો** આપ્યો હતો. *"જે માણસ એ વાત માને છે કે પૃથ્વી સુર્યની આસપાસ ફરે છે અથવા તો એ કે માનવ ચંદ્ર પર ઉતર્યો છે, તો તે પુરેપુરો કાફિર છે. જે કોઇ એ વાત પર શક કરે કે આવું માનવાવાળો કાફિર છે, તો તેઓ સૌથી મોટા કાફિર છે અને તેમની પત્નીઓ સાથે તેમના આપોઆપ તલાક થઇ જશે. તેમના કુટુંબમાં લગ્ન કરવા, તેમના ઘરનુ પાણી પીવું, તેમની પાછળ નમાઝ પઢવી કે તેમની જનાજાની નમાઝ પઢવી હરામ થઇ જશે."*

રમૂજ પમાડે તેવી બાબત તો એ છે કે આ ફતવો એ એક નમુનો છે કે કેવી રીતે આપણા મુલ્લાઓ, જે કોઇ તેમની વાત ના માને તેને કાફિર જાહેર કરી દે છે.

*પ્રસુતીની પીડા વખતે સ્ત્રીને **"ઇમામ મલિકનુ મુવાત્તા"** પકડાવી દો તો પ્રસુતી જલદી થઈ જશે.* **[અશરફ અલી થાનવી, આમાલે કુર્આની].**

**"હકીમુલ ઉમ્મત"** અશરફઅલી થાનવીની આંખ ઉઘાડનારી વધુ વાતો : *સંભોગ દરમિયાન **"અલ મુઘની"** પઢયા કરો અને સ્ત્રીને તમે ગમવા માંડશો.* **[અશરફ અલી થાનવી, આમાલે કુર્આની].**

થાનવીની પત્નીએ પોતાનુ મોટાભાગનુ પીડીત લગ્ન જીવન પોતાના મા બાપના ઘરે વિતાવ્યું હતુ.

*જ્યારે **'મૌલાના'** ઝકરીયા, **'મૌલાના'** યુસુફ બન્નુરીના પિતા બિમાર પડતા; ત્યારે નબી(સ) તેમને મળવા આવતા હતા અને ઘરના નોકરને કહેતા કે, "બાદશાહખાન! હું પણ ઝકરીયાની સેવા કરી રહ્યો છું.* (૨૦મી સદીમાં!!!). **[અશરફ અલી થાનવી, બચ્ચીનાત ૧૯૭૫, પા.૭].**

*નબી(સ)એ હાજી ઇમ્દાદુલ્લાહ મહાજીર મક્કીની સાળીને કહ્યું હતું કે, "ઉઠ! હું ઇમ્દાદુલ્લાહના મહેમાનો માટે ખાવાનુ બનાવીશ."* (આ ઘટના ૨૦મી સદીમાં બની હતી!!!). **[અશરફ અલી થાનવી, બચ્ચીનાત ૧૯૭૫, પા.૮].**

***'મૌલાના'** યુસુફ લુધિયાનવીએ વ્યાજને હલાલ કરવા માટેનો સરળ રસ્તો બતાવ્યો : "કાફિર જોડેથી ઉધાર લો."* **[મસાઇલે જદ્દીદા].**

**ગુદા મૈથુન :** *ઇમામ અબુ સુલેમાન જોઝાનીએ મુહંમદ બિન સાદને કહ્યું કે, હું ઇમામ મલિક સાથે હતો. ઇમામ મલિકને પુછવામાં આવ્યું કે શું પુરૂષ પોતાની પત્ની સાથે ગુદા મૈથુન કરી શકે? મલિકે તેના માથા પર હાથ માર્યો અને જવાબ આપ્યો કે "ઓ મુર્ખાઓ! હું એ કર્યા પછી સીધો નહાઇને જ આવી રહ્યો છું. શું તમે કુર્આનમાં નથી વાંચતા કે તમારી પત્નીઓ તમારી ખેતી છે અને જયાંથી ચાહો તેમાં પ્રવેશો?* **[અમ્દાતીલ કારી, તફસીર બૂખારી].**

જ્યારે કુર્આનની આ આયતનું તાત્પર્ય એ છે કે : **સમાજમાં જ્યારે સ્ત્રીઓને (પત્નીઓને નહીં) સામાજીક કાર્યો અંગે મળો ત્યારે એ વાતનું ધ્યાન રાખવું જોઇએ કે સ્ત્રીઓ ભવિષ્યની પેઢીની રખેવાળ છે. [આયાત ૨:૨૨૩].**

*મુલ્લા જલાલુદ્દીન રૂમીની પત્નીએ વિચાર્યુ કે તેમની જાતીય ઇચ્છાઓ મરી ગઇ છે. મુલ્લાને કશ્ફમાં પત્નીના શકની જાણ થઇ. એ રાત્રે તેઓ પોતાની પત્ની પાસે ગયા અને ૭૦ વખત સંભોગ કર્યુ, ત્યાંસુધી કે તેમની પત્નીએ માફી ના માગી.* (ભાષાને અહીં થોડી શિષ્ટ બનાવી છે). **[શમ્સુદ્દીન અખલાકી, મનાકીબુલ આરીફીન, પા.૭૦].**

હવે જુઓ! મુલ્લો અશરફઅલી થાનવી કેવો કચરો ઠાલવવાનો પ્રયાસ કરી રહ્યો છે. એ જ થાનવી જે **'હકીમુલ ઉમ્મત'** તરીકે પ્રખ્યાત છે! તે **"ઇમ્દાદુલ મુસ્તાક'ના પા.૧૧૦** ઉપર લખે છે કે, *"એક સાચો એકેશ્વરવાદી હતો. લોકોએ તેને કહ્યું કે જો ખોરાક અને મળ બંનેમાં અલ્લાહ છે તો બંને ખાઇ બતાવ. શેખે પહેલાં સુવ્વર બની મળ ખાઇ લીધુ અને પછી ખોરાક ખાઇ લીધો."*

બીજું થોડું વધુ જ્ઞાન થાનવી સાહેબ તરફથી: *અશરફઅલી થાનવીના ગામમાં એક પીર સાદિક હતા. તેઓ પોતાના શિષ્યોને શિખવાડતા કે, "અલ્લાહ સિવાય કોઇ ઇબાદતને લાયક નથી અને સાદિક તેના રસુલ છે." થાનવીએ આ શિખામણને માન્યતા આપી હતી.* **[ફઝાઇલે મસુદ ઉસ્માની, ઇમાને ખાલિસ, પા.૧૦૯].**

*જ્યારે શાહવલીઉલ્લાના પૌત્ર, શાહ અબ્દુલ અઝીઝ રમજાનમાં કુર્આન પઢતા હતા, ત્યારે હજરત અબુ હુરેરા નબી(સ)ને શોધતા શોધતા ત્યાં આવી પહોંચ્યા હતા.* **[ફતવા અઝીઝી, પા.૨૫૫].**

આ પણ ૧૯મી સદીમાં!!!

*જે દિવસે નબી(સ) ગુજરી ગયા તે દિવસે સાદ બિન મુઆઝે ઉમર ફારૂકની દાઢી પકડી લીધી. ઉમરે કહ્યું કે "મારી દાઢી છોડી દે! જો એક પણ વાળ તુટી ગયો તો તારા મોઢામાં એકપણ દાંત બાકી નહીં રહે."* **[ઇમામ ઇબ્ને જરીર તબારી, તારીખીલ ઉમામ વલ મુલુક].**

**કુર્આન પ્રમાણે સહાબીઓના સંબંધો એકદમ મૈત્રીપૂર્ણ અને એકબીજાની દરકાર રાખવાવાળા હતા. [૩:૧૦૩].**

**આખરી વસિયત :** *આટલી વસ્તુઓ મારી કબર પર અઠવાડીયામાં બે વખત લાવજો: દુધનો બરફ, ચિકન બિરીયાની, ચિકન પુલાવ પછી ભલે તે બકરાનો હોય* (ફરીથી વાંચો! બકરાનુ ચિકન), *શામી કબાબ, પરાઠા, મલાઇ, દહીં, મટનના સમોસા, ખાસ મસુર, આદુનો રસ, સફરજનનો રસ, દાડમનો રસ, સોડાની બોટલ, ભેંસનુ ઠંડુ દુધ.* **[અહમદ રઝાખાન બરેલવી, વસાયા શરીફ, પા.૮].**

કોને ખબર, હજુ પણ કોઇ વંશજ કે શિષ્ય મરેલા પીરની કબરને ખવડાવી રહ્યો હશે?

*જે હકીમો એવું માને છે કે પરણેલી સ્ત્રી સાથે સંભોગ કરવાથી શરીરને ફાયદો થાય છે તેઓ ખોટા છે. કુંવારી છોકરીઓ જોડે સંભોગ કરવાના ઘણા ફાયદા છે.* **[તિબ્બે નબવી, પા.૩૨૦, ઝાદિલ માદના સંદર્ભથી].**

અહીં એક મહાન ઇમામ અને મુહદ્દીસ ઇબ્નીલ કય્યીમી પુરૂષોને ભડકાવી જવાન છોકરીઓના શિકારી બનાવી રહ્યા છે.

*બલાઓ ખેંચ માટે જવાબદાર છે. તમારે ઇલાજ જોઇએ છે ? તબીબે ફક્ત એટલું જ કહેવાનુ કે "બહાર નીકળ !"* **[ઇમામ ઇબ્નીલ કય્યીમ, તિબ્બે નબવી, પા.૧૪૫].**

*વ્યભિચારીઓ માટે કુર્આન કોરડા મારવાની, જ્યારે હદીસ પથ્થર મારીને મારી નાખવાનો હુકમ કરે છે. તમે શું કરશો ? હજરત અલીના હુકમ મુજબ પહેલા દિવસે ૧૦૦ કોરડા મારવાની સજા અને બીજા દિવસે પથ્થર મારીને મારી નાખવાની સજા.* **[ઇમામ અહમદ બિન હંબલ, અલ બલાઘીલ મારીફ].**

હવે મુલ્લાના મગજનો દરજ્જો જાણવા માટે એક ઉદાહરણ લઇએ. જ્યારે મુસ્લીમોનુ લોહી કોસોવોમાં રેડાઇ રહ્યું હતું, ત્યારે સિરીયાના સૈયદ મુહમ્મદ અન્નુરીએ બીજી એપ્રિલ, ૧૯૯૯માં લખ્યું હતુ કે આવા સમયે એકવીસ મુસ્લીમ દેશોના ઉલેમાઓ મક્કામાં નીચે વર્ણવેલી મહત્વની બાબતો પર ચર્ચા વિચારણામાં વ્યસ્ત હતા !

- *શું ભેંસની કુરબાની આપવી હલાલ છે ?*
- *કાગડાને હલાલ ગણવો કે હરામ ?*
- *શું મુસ્લીમો માટે સર્વસંમત રીતે દાઢીની લંબાઇ નક્કી કરી શકાય છે ?*
- *જાહેરમાં પાટલુન પહેરવું હલાલ કે હરામ ?*
- *જો એક બાળકે ધાવેલા દુધની માત્રા નક્કી ના કરી શકાય, તો શું તેને મહરમ અને ઘરનો સદસ્ય ગણી શકાય ?*
- *બુરખામાંથી એક જ આંખ દેખાવી જોઇએ કે બંને ?*
- *ઇમામ હુસૈને કરબલાનો પ્રવાસ કરતાં પહેલાં ઇસ્તખારો (માર્ગદર્શન માટે સપનુ જોવું) કેમ ના કર્યો ?*
- *મીનામાં શેતાનને મારવામાં આવતા પથ્થરોમાંથી એકાદ બે ચુકી જવાય તો કફ્ફારો કેવી રીતે કરવો ?*
- *નવા જમાના પ્રમાણે નમાઝ કસર કરવાની પરિસ્થિતિઓ કઇ છે ?*
- *જો વિર્ય સ્ખલન ના થાય તો નહાવુ (ગુસલ) ફરજીયાત છે ?*
- *શું દાઢી વગરના ઇમામ પાછળ નમાઝ પઢવી બરાબર છે ?*
- *શું બીજા કે ત્રીજા નિકાહ માટે પત્નીની રજામંદી ફરજીયાત છે ?*

***મોટા આલીમોનો ઇજમા એક થવું) એક જ વાત પર થયો. જો પતિ પોતાની પત્નીને દોરડા કે સાંકળ વડે મુશ્કેટાટ બાંધીને કે માર મારીને સંભોગ કરે, તો પણ બળાત્કારનો સવાલ પેદા ના થવો જોઇએ.***

પ્રિય વાચકો ! આવી જ બાબતોમાં ઉમ્મતના કહેવાતા **'આલીમો'**ની બૌધ્ધિક **'દોલત'** વપરાઇ રહી છે. નબી(સ)એ ચેતવણી આપી હતી કે, "તમારા પહેલાંના સમાજો નાશ પામ્યા કારણકે તેઓએ અલ્લાહના પુસ્તકને છોડી તેની જગ્યાએ અહબાર (પાદરીઓ, પુરોહિતો, મુલ્લાઓ) અને રહબાનના (સંતો, સુફીઓ, આધ્યાત્મવાદીઓના) પુસ્તકો પકડી લીધા હતા."

# એકમાં બે : ગઝાલી (ઇ.સ. ૧૦૫૮ - ૧૧૧૧)

ઇમામ ગઝાલી એક **'મહાન'** મુલ્લા અને સુફી હોવાને લીધે **'એકમાં બે'**નો ખિતાબ જીતે છે.

હુજ્જતુલ ઇસ્લામના **'ઇમામ'** મુહંમદ અબુ ગઝાલી વિષે કહેવાય છે કે તેઓ ઇસ્લામી દુનિયાના બહુ મોટા દરજ્જાના મુલ્લાહ અને સુફી હતા. તેમની **'મહાન'** રચનાઓ **'ઇહ્યાઉલ ઉલુમ'** (બધા જ્ઞાનોનો પુનરોધ્ધાર) અને **'કિમીયાએ સઆદત'** (કૃપાનું રસાયણશાસ્ત્ર) છે.

અહીં સંદર્ભ માટે વાપરવામાં આવેલ પુસ્તક **'ઇહ્યાઉલ ઉલુમ' ભાગ બીજાને, મક્તબા રહમાનિયાએ ઝાહીદ બશીર પ્રિન્ટર્સ, ઉર્દુ બઝાર, લાહોર - ૨** દ્વારા છાપવામાં આવેલ છે અને તેનો અનુવાદ હજરત **'મૌલાના'** મુહંમદ અહેસાન સાહેબ સિદ્દિકી નાનોત્વી દ્વારા કરવામાં આવેલ છે. તેનું ઉર્દુ શિર્ષક છે **'મઝાકુલ આરીફૈન'**. કોઇ તારીખ આપવામાં આવેલ નથી. પરંતુ અનુવાદકની કવિતાના અંતે સાલ **૧૨૮૬ હિજરી (ઇ.સ.૧૮૬૬)** લખેલ છે. આ એક ભુલ છે કારણકે આ ગુણવત્તાના ઉર્દુ પુસ્તકો આ સમય ગાળામાં છપાતા નહોતા. સાચી તારીખ આશરે **૧૩૮૬ હિજરી (ઇ.સ.૧૯૬૬)** હોવી જોઇએ. એ બાબત ખેદજનક છે કે આ પુસ્તકના શિર્ષકનો અર્થ થાય છે **'બધા જ્ઞાનોનો પુનરોધ્ધાર'**, જે બહુ મોટો દાવો છે, પરંતુ જેમ જેમ આપણે આગળ વધીશું તેમ તેમ તમને ખબર પડશે કે આ પુસ્તકનુ અસલી શિર્ષક તો હોવું જાઇએ **'સામાન્ય બુદ્ધિનુ અવસાન'**. **'ઇમામ'** ગઝાલી એક નમુનો છે, એ બાબત દર્શાવવાનો કે આપણા મુલ્લાઓ અને સુફીઓ કઇ રીતે કુર્આનને છોડી દે છે અને અને તેઓ કઇ રીતે કુર્આનની વિરૂધ્ધ જઇ તેને બિનઉપયોગી બનાવી દે છે. તમે આવા પુસ્તકોમાં આ દુ:ખદ સત્યો જોશો. તો ચાલો ! આપણે તેમની આકાશને આંબતી ઉડાનના કેટલાક નમુના જોઇએ, 'ઇમામ' ગઝાલીની 'મહાન રચના'ના અભ્યાસ દ્વારા.

## દર્સે નિઝામી: ઇમામ ગઝાલી દ્વારા વિચારાયેલ યોજના.

**નિઝામુલ મુલ્ક તુસી (ઇ.સ. ૧૦૧૮ - ૧૦૯૨)** પોતે સુલજુક રાજા મલિક શાહ અને તેમના પછીના રાજા અર્સલાનના પ્રધાનમંત્રી હતા. તુસી મુસ્લીમના વેશમાં પારસી હતા. **(નિહાતય એ તારીખે અબ્બાસી, લેખક : શેખ અલ હાફિઝ યુસુફ નિશાપુરી).** તુસીએ ઇ.સ.૧૦૬૭માં બગદાદમાં મહાન નિઝામીયા મહાવિધ્યાલયની સ્થાપના કરી હતી. ઇસ્લામીક દુનિયામાં આ સૌથી આગળ પડતું મહાવિધ્યાલય હતું જેની શાખાઓ ખુરાસાન, નિશાપુર, દમાસ્કસ, બુખારા જેવા સ્થળોએ હતી અને નાની શાખાઓ હેરાત, બલ્ખ, મર્વ, તાસ્કંદ અને ઇસ્ફાહનમાં હતી, જે સ્થળો અફઘાનિસ્તાન, ઇરાન અને રશિયામાં હતા. બગદાદના મુખ્ય મથકના પ્રિન્સીપાલ બીજા કોઇ નહીં, પરંતુ ઇસ્લામના સૌથી મોટા મુજરીમ, **'ઇમામ'** અબુ હમીદ ગઝાલી હતા કે જેમણે તુસી સાથે મળી દિમાગ વગરનો નિઝામી અભ્યાસક્રમ તૈયાર કર્યો હતો. ગઝાલીએ મોટેભાગે મહાન પયગંબર સાહેબ અને તેમના સાથીઓનું અપમાન કર્યું છે. દા.ત. *તેમણે લખ્યું છે કે હજરત ઉમર પોતાના રોઝા ખાઇ-પીને નહીં, પરંતુ ત્રણ દાસીઓ સાથે સંભોગ કરીને પુરા કરતા હતા.* આગળ જતાં તેમના આવા પ્રકારના ઘણા ઉદાહરણ જોવા મળશે.

ઇ.સ.૧૦૬૭માં સ્થપાયેલ આ મહાવિધ્યાલયને લગભગ એક હજાર વર્ષ પુરા થઇ ગયા છે. પરંતુ અત્યાર સુધી દર્સે નિઝામીનો અભ્યાસક્રમ એ જ છે જે આ બે મુજરીમોએ આપ્યો હતો અને આખી દુનિયાના કહેવાતા ઇસ્લામીક મદ્રસાઓમાં ભણાવવામાં આવે છે. મુર્ખાઇઓથી ભરેલો આ અભ્યાસક્રમ, અલ્લાહની છેલ્લી વહી જેમાં સંગ્રહાયેલી છે તે કુર્આનને સમજવા માટે ઉપયોગી નથી.

**આક્રમણખોરોને ભગાડવા માટેના વઝીફા (મંત્રો):** *નિઝામુલ મુલ્ક તુસીના કાવતરાનો આભાસ મેળવવા માટે એક જ ઉદાહરણ પુરતુ છે. સુલજુક રાજ્યના પ્રધાનમંત્રી તરીકે તુસીએ એક પછી એક આમ બે રાજાઓને શિખામણ આપી કે રાજ્યને સુરક્ષા વ્યવસ્થાની જરૂર નથી. કારણ કે તુસીએ દાવો કર્યો કે મદ્રસાઓમાં ભણતા વિધ્યાર્થીઓ મણકાની માળાઓ દ્વારા વઝીફા પઢી આક્રમણકારોને ભગાડી દેશે.*

આજે પણ, નિઝામીયા દ્વારા અપાયેલા ૧૬ વાહિયાત ઉલુમો (જ્ઞાનો) મુસ્લીમ યુવાનોના જીવનના આઠ અમૂલ્ય વર્ષ ખાઇ જાય છે અને તેમને આ દુનિયા માટે નકામા બનાવી દે છે. ફક્ત મઝા ખાતર કોઇ મુલ્લાને પુછજો કે જે મદ્રસામાં તેણે આઠ વર્ષ કાઢયા છે તે દર્સે નિઝામીનો સ્થાપક કોણ હતો ? મોટાભાગે તેને ખબર નહીં હોય.

# ઇહ્યાઉલ ઉલુમ ભાગ ૨

**નોંધ : સંદર્ભમાં આપેલ ૨ :૫૩નો અર્થ ભાગ ૨, પાના નંબર ૫૩ થશે.**

*જમવાનુ પુરૂં કર્યા પછી, થાળી- પ્યાલાને ચાટીને સાફ કરવાથી અને હાથ ધોયેલ પાણી પીવાથી એક ગુલામને આઝાદ કરવાનુ સવાબ મળે છે. પાથરણા પર પડેલ ખોરાક ખાવાથી જીવન સારૂ બને છે અને બાળકોની તંદુરસ્તી કેળવાય છે તથા સ્વર્ગની 'હુર' સાથેના લગ્ન વખતે લગ્નજીવનની ભેટ બને છે.* **(૨ :૧૩).**

શું જન્નતની હુરો આટલી સસ્તી છે ? ગઝાલીને તો એમ પણ નથી મળવાની.

*"મારા દોસ્તોમાંથી શ્રેષ્ઠ એ છે, જે વધુ પડતુ ખાય છે અને મોટા મોટા કોળીયા ભરે છે."* **(ગઝાલી દ્વારા ટાંકવામાં આવેલ અવતરણ. ૨ :૧૫).**

*ઢોરોનુ માંસ બિમારી છે અને તેમનુ દુધ દવા છે.* **(૨ :૩૬).**

કુર્આને જરૂરથી ઢોર ખાવા પર પ્રતિબંધ મુકયો હશે !

*હજરત અલીએ કહ્યું કે, "તમારો સવારનો નાસ્તો નમકથી શરૂ કરો અને અલ્લાહ તમારા ૭૦ દુ :ખ દુર કરશે. હલવો અને મીઠાઇ ખાવાથી વૃષણ ઝુલવા લાગે છે."* **(૨ :૩૬).**

નવાઇની બાબત એ છે કે એવો એક પણ મુલ્લો મળવો મુશ્કેલ છે જેને હલવો અને મીઠાઇ ખાવાનો શોખ ના હોય.

*તંદુરસ્તીનું રહસ્ય એ છે કે નાની ઉંમરની સ્ત્રી સાથે લગ્ન કરો. એવી સ્ત્રી સાથે કયારેય લગ્ન ના કરો જેની ઉમર ઘણી નાની ના હોય.* **(૨ :૩૭).**

*જ્ઞાની લોકો જમણા પડખે સુવે છે, રાજાઓ ડાબા પડખે સુવે છે અને શેતાન નીચે તરફ મોઢું રાખીને સુવે છે.* **(૨ :૩૯).**

*નાસ્તો કર્યા વગર નાહવુ અને પછી નાસ્તામાં વિલંબ માણસને મારી નાખશે. જો તે બચી જશે તો મને નવાઇ લાગશે.* **[ગઝાલી દ્વારા ટાંકેલુ ઇમામ શાફીનું અવતરણ, (૨ :૩૯)].**

મગજ વગરના લોકો માટે જીંદગીમાં કંઇ જ આશ્ચર્યજનક નથી.

*સહાબી માઝ બિન જબલ પ્લેગના લીધે મરી રહ્યા હતા. તેમણે કહ્યું કે, "મારા લગ્ન કરાવો. મને એ મંજુર નથી કે હું અલ્લાહ સામે કુંવારો જાઉ."* **(૨ :૪૨).**

આહા ! બિચારી સ્ત્રી ! તરત વિધવા થવા માટે લગ્ન !

*નબી(સ) એ કહ્યું હતું કે પેલા ખુણામાં પડેલો કપડાનો ટુકડો એ સ્ત્રી કરતાં સારો છે, જે સ્ત્રી વાંઝણી હોય.* **(૨ :૪૮).**

*એક એવી હદીસ છે કે બાળકો પેદા કરી શકે તેવી કાળી સ્ત્રી, બાળકો પેદા ન કરનારી સુંદર સ્ત્રી કરતાં સારી છે.* **(૨ :૪૯).**

તમે જોયું ! કાળી શબ્દ કદરૂપાપણાના પર્યાય તરીકે વપરાયો છે.

*ગઝાલી કહે છે કે, ''જ્યારે પુરૂષનું શિશ્ન ઊભુ થાય છે ત્યારે તેનું બે તૃતિયાંશ મગજ અને બે તૃતિયાંશ ધર્મ નષ્ટ થઇ જાય છે.''* **(૨:૫૨).**

આ છે ડહાપણ અને અભિવ્યક્તિ આપણા **'હુજ્જતુલ ઇસ્લામ'** (ઇસ્લામના સાક્ષી) હઝરત ઇમામ અબુ હમીદ ગઝાલીની!

*જુનૈદ બગદાદી કહેતા કે, ''મારે સંભોગની એટલી જ જરૂરત છે, જેટલી ખોરાકની.''* **(૨:૫૩).**

*ઇમામ ગઝાલી નબી(સ)નું અપમાન કરતાં લખે છે કે, તેઓ [નબી(સ)] ઘરમાંથી બહાર આવ્યા. પોતાના રસ્તે તેમણે એક સ્ત્રીને જોઇ. નબી તરત જ પાછા ફરી ગયા અને ઘરમાં ઝૈનબ સાથે સંભોગ કર્યો. ત્યાર પછી તેઓએ બહાર આવીને કહ્યું કે, ''જ્યારે પણ કોઇ સ્ત્રી સામે આવે છે, તો તે શયતાનના રૂપમાં આવે છે.''* **(૨:૫૩).**

એ કેવી રીતે શકય છે કે ગઝાલી કે બીજા કોઇને ખબર હોય કે ઘરમાં નબી(સ) શું કર્યુ? શું નબી(સ) અને સહાબીઓને એકાંતની બાબતો અંગેની મર્યાદાનું ભાન નહોતું? શું તેઓ કાચના ઘરોમાં રહેતા હતા? આપણા ઇતિહાસકારો નબી(સ)ને એવી રીતે ચિતરે છે કે તેઓ તેમનો અડધો સમય મુસલ્લા ઉપર અને અડધો સમય પલંગમાં જ પસાર કરતા હતા. જ્યારે ઇતિહાસ સાક્ષી છે કે એ મહાન હસ્તી નબી(સ)ની કે જેણે ફક્ત બે દાયકામાં ઇતિહાસની દિશા બદલી નાખી હતી. દુનિયામાં એક સૌથી મોટી માનવજાતને ફાયદાકારક ક્રાંતિની શરૂઆત કરી હતી. આ ક્રાંતિ ત્યાં સુધી ચાલુ રહી હતી, જ્યાં સુધી તેમને અનુસરનારા લોકોએ તેમના પર ઉતરેલા પવિત્ર પુસ્તકની શિખામણને છોડી નહોતી દીધી. શું તેઓ આ મુલ્લાઓની જેમ સેક્સના વિચારોમાં જ નિરંતર મગ્ન રહેતા હતા?

*હઝરત ઉમર ફારૂખ પોતાનો રોઝો ખાઇ પીને પુરો કરવાના બદલે સંભોગ કરીને પુરો કરતા હતા. રમઝાન મહિનામાં તેઓ ઇસાની સલાત પહેલાં ત્રણ દાસીઓ સાથે સંભોગ કરતા હતા.* **(૨:૫૪).**

*ઇમામ હસન ચાર સ્ત્રીઓને એક સાથે તલાક આપતા હતા અને બીજી ચાર જોડે તે જ વખતે લગ્ન કરતા હતા. તેમણે બસ્સોથી પણ વધારે લગ્નો કર્યા હતા. તેથી જ નબી(સ) એ કહ્યું હતું કે, ''હસન મારામાંથી છે.''* **(૨:૫૫).**

નબી(સ) માટે તલાકની કાર્યવાહી, કાયદા મુજબ હોવા છતાં, અણગમતી હતી.

**અહીં ફરીથી ગઝાલીને જોઇએ:** *નબી(સ)એ જીબ્રાઈલને પોતાની નામર્દગીની ફરીયાદ કરી. જીબ્રાઈલે* ***'હરીસ્સા'*** *( એક પ્રકારની જડીબુટ્ટી) લેવાનુ કહ્યું.* ગઝાલી અને ઇબ્નીલ કય્યિમ **'તિબ્બે નબવી'**માં સમજાવે છે કે આ દવા બહુ મહત્ત્વની હતી કારણકે તે સમયે સ્ત્રીઓનુ લશ્કર હતું. નબીની અને સહાબીઓની પત્નીઓ બીજા કોઇ જોડે લગ્ન કરી શકતી નહોતી, તેથી તેમની ઇચ્છાપૂર્તિ જરૂરી હતી. **(૨:૫૬).**

**'હરીસ્સા'** તે સમયની વાયગ્રા હતી. પરંતુ, હવે ઘણા મુલ્લાઓ સ્વીકારે છે તે દવા એકદમ નકામી હતી!

*એવી સ્ત્રીને પસંદ કરો, જે ખુબસુરત હોય, સારા સંસ્કારવાળી હોય, મોટી કાળી આંખોવાળી હોય, કાળા વાળવાળી હોય અને તેનો વાન સફેદ હોય.* **(૨:૭૩).**

ગઝાલી તેમની સ્વપ્ન સુંદરી કદી પામ્યા નહીં હોય!

ઇમામ અહમદ બિન હંબલનો હવાલો આપતાં ગઝાલી લખે છે કે, *''સંભોગ દ્વારા અખંડ આનંદ પામવો એ ધર્મનો કિલ્લો છે.''* **(૨:૭૩).**

હંબલ + ગઝાલી = વિનાશ

*નબી(સ)એ કહ્યું છે કે, "સૌથી સારી પત્ની તે છે જે સુંદર હોય અને તેની મહેર નાની હોય."* **(૨:૭૪).**

જ્યારે નબી(સ)એ ચારીત્રને જીવન સાથીની પસંદગી માટેનો સૌથી મહત્તવનો માપદંડ ગણાવ્યો છે.

*એવી સ્ત્રી સાથે લગ્ન ના કરશો જે વાંઝણી હોય.* **(૨:૭૫).**

ગઝાલીએ વાંઝણાપણું માપવાનો માપદંડ ના બતાવ્યો. શું ગઝાલીએ એ વિચાર્યુ નહીં હોય કે તેમની બહેન બેટી પણ વાંઝણી હોઇ શકે છે? તેમને ચોક્કસથી એ બાબતની તો ખબર નહીં જ હોય કે પુરૂષો પણ બિનફળદ્રુપ હોઇ શકે છે. પ્રિય વાચકો, ઇસ્લામના આ મુજરીમો સ્ત્રીને ફક્ત પત્ની, બાળકો જણનારી, દાસી કે વાસનાપૂર્તિનુ સાધન જ માને છે. તેઓ એ ભુલી જાય છે કે તેઓની માતાઓ, બહેનો અને બેટીઓ પણ સ્ત્રીઓ જ છે. કાશ! ગઝાલીના માતા પિતા વાંઝણા હોત!

*ધન્ય છે તે સ્ત્રી જે જલદીથી લગ્ન કરી લે અને ઝડપથી બાળકો પેદા કરે. હંમેશાં એવી સ્ત્રી સાથે લગ્ન કરો જે બહુ બાળકો પેદા કરે. કયારેય વાંઝણી સાથે ના પરણો. પરણવા માટે જવાન અને તંદુરસ્ત સ્ત્રી તેની ફળદ્રુપતાની ખાતરી આપે છે. હંમેશાં કુંવારી સ્ત્રીને પરણો.* **(૨:૭૫).**

શું અહીં કોઇ ટીકા ટિપ્પણની જરૂર ખરી? કમનસીબે, મુલ્લાઓ આવી બકવાસ નબી(સ)ના નામે ચઢાવે છે.

*ગઝાલી સલાહ આપે છે કે નવા જન્મેલા બાળકની તંદુરસ્તી એ બાબત પર આધાર રાખે છે કે પતિ પત્ની વચ્ચે વાસના કેટલી પ્રબળ છે. જેટલી વાસના વધારે પ્રબળ, બાળકની તંદુરસ્તી વધારે. આ ફાયદો કોઇ નજીકની સંબંધી સ્ત્રીને પરણવાથી નાશ પામે છે.* **(૨:૭૬).**

*હસન બસરીએ સાચું જ કહ્યું છે કે, "જે પતિ પોતાની પત્નીનું કહ્યું કરે છે, તેને અલ્લાહ જહન્નમમાં ઊંધા માથે નાખશે."* **(૨:૮૧).**

ગઝાલી હઝરત ઉંમરના નામે આ વાક્ય ચઢાવીને બદનામ કરતાં કહે છે કે, *"સ્ત્રીને તેની સલાહ પુછો અને તે જે કહે તેનાથી બિલકુલ વિરોધી કામ કરો. સ્ત્રીની સલાહથી વિપરીત વર્તવામાં ઘણા ફાયદા રહેલા છે."* **(૨:૮૧).**

*નબીએ કહ્યું કે, "પતિના આખા શરીરમાં એટલે કે પગથી માથા સુધી પરૂં થઇ ગયું હોય અને તેની પત્ની તેને ચાટીને સાફ કરે, તો પણ તે પોતાના પતિના ઉપકારનો બદલો ના ચુકવી શકે."* **(૨:૧૦૩).**

જોઇ તમે ગઝાલીની બિમાર માનસિકતા!

## <u>કિમીયાએ સઆદત</u>

**'કિમીયાએસઆદત'** વિષે કહેવાય છે કે તે **'હુજ્જતુલ ઇસ્લામ'** હઝરત અબુ હમીદ ઇમામ ગઝાલીની સર્વોત્તમ રચના છે. મુલ્લાઓ અને સુફીઓ આ રચનાને વર્ષોથી જ્ઞાનના સ્ત્રોત તરીકે ફેલાવી રહ્યા છે. આ પુસ્તક જે અહીં હવાલાઓ માટે વાપરવામાં આવ્યું છે, તે મદીના પબ્લીકેશન કંપની, મ.અ. જીન્નાહ રોડ, કરાંચી, પાકિસ્તાન દ્રારા છાપવામાં આવેલ છે. આ પુસ્તકનુ અનુવાદ **'મૌલાના' મોલ્વી ખતિબ આઝમ આલી જનાબ મુહંમદ સઇદ અહમદ નકશબંદી સાહેબ, ખતિબ મસ્જીદ, દાતા ગંજબક્ષ, લાહોર દ્વારા જાન્યુઆરી ૧૯૮૬**માં થયુ હતુ.

*ખરાબ વંશની સ્ત્રી હંમેશાં ખરાબ સંસ્કારોવાળી હોય છે. એટલે જ, આ એક મહત્ત્વનો નિયમ છે કે આવી સ્ત્રી સાથે લગ્ન કરવાથી બચવુ જોઇએ.* **(પા.નં. ૨૬૧).**

શાહ વલીઉલ્લાહના મત મુજબ ખરાબ વંશ એટલે કાળા વાનના લોકો. ગઝાલી કુર્આનના પાયાના સિધ્ધાંત **"તમારામાંથી શ્રેષ્ઠ એ છે જે વર્તનમાં શ્રેષ્ઠ હોય."**નો જ ભંગ નથી કરતા, પરંતુ સ્ત્રી જાત ઉપર હુમલો કરે છે અને પુરૂષોને બાકાત રાખે છે.

*તમારી રમૂજ તમારી પત્ની પરની બીક ના હટવા દે તેનુ ધ્યાન રાખો. પત્નીએ હંમેશાં પોતાના પતિની ગુલામ બનીને રહેવુ જોઇએ. સ્ત્રીની સલાહ લો, પરંતુ હંમેશાં તેની સલાહથી ઉલટું કરો. જો પતિ પોતાની પત્નીને આઝાદી આપશે, તો તે તમામ હદો વટાવી દેશે. તેને ઘરની બહાર નિકળવાથી શક્ય તેટલી રોકો. તેને દરવાજા, બારી કે ધાબા પર પણ ના જવા દો. આફત બારીઓ, દરવાજાઓ અને ધાબાઓ પરથી શરૂ થાય છે.* **(પા.નં. ૨૬૩).**

*નબી(સ) અને તેમના સહાબીઓ એક વખત મુસાફરી પરથી રાત્રે પાછા ફર્યા. તેમણે હુકમ આપ્યો કે કોઇ પોતાના ઘરે ના જાય. બે સહાબીઓએ હુકમ ના માન્યો અને પોતાના ઘરમાં ચાલતુ ખરાબ કામ જોયુ.* **(પા.નં. ૨૬૪).**

*હઝરત ઉંમરે પુરૂષોને સલાહ આપી કે સ્ત્રીઓને સારા કપડા ના પહેરાવો જેથી તેઓ ઘરમાં જ રહે. જો સારા કપડા પહેરાવશો તો તેઓને બહાર ફરવાનુ જ ગમશે અને પોતાની સુંદરતાનો દેખાડો કરશે.* **(પા.નં. ૨૬૪).**

*એક આંધળો માણસ નબી(સ)ના ઘરે આવ્યો. હઝરત આયેશા અને બીજી સ્ત્રીઓ ત્યાં બેઠી હતી, પરંતુ તેઓ ત્યાંથી ગઇ નહી કારણ કે તે આંધળો હતો. નબી(સ)એ કહ્યું કે, "તે તો આંધળો છે, પરંતુ તમે પણ શું આંધળા છો ?"* **(પા.નં. ૨૬૪).**

હવે જુઓ, નબી(સ)ના વ્યક્તિત્વ પરનો સીધો હુમલો **'બુખારી'ના** હવાલાથીઃ *જયારથી ઇમાનવાળાઓની મા, સૌદાહ, ઘરડા થયા, તો નબીએ તલાક આપવાનો વિચાર કર્યો. તેણીએ રસુલુલ્લાહને વિનંતિ કરી કે, "હું મારી રાતો યુવાન આયેશાને આપુ છું. મહેરબાની કરીને મને તલાક ના આપો." આ સાંભળ્યા બાદ નબીએ આયેશાને ત્યાં અઠવાડિયામાં બે રાતો રોકાવાનુ શરૂ કર્યુ.* **(પા.નં. ૨૬૫).**

હંબલ + બુખારી = વિનાશ

પ્રિય વાચકો ! મહેરબાની કરી એ વાતની નોંધ લેવી કે આપણા મુલ્લાઓ એ વાતનો આગ્રહ રાખે છે કે ઇમામ ગઝાલીને 'ઇસ્લામના સાક્ષી' કહેવામાં આવે ! એક સામાન્ય માણસ પણ પોતાની પત્ની ઉપર જેવો અત્યાચાર કરતાં અચકાય, એવો અત્યાચાર માનવંતા નબી(સ) ઉપર ગઝાલી અને બુખારી થોપી રહ્યા છે.

*નબી(સ)એ ઝૈદ બિન હારીસને કહ્યું કે, "તુ મારો ભાઇ છે અને મારો મૌલા છે." આ સાંભળીને ઝૈદ ઝુમવા લાગ્યા.* **(પા.નં. ૪૧૯).**

ગઝાલીના બચાવમાં એક દુઃખદ વાત **'મલ્ફુજાત એ મક્કી'**માં લખવામાં આવી છે કે, **'મૌલા'** શબ્દનો અર્થ ગુલામ પણ થાય છે. આ કિસ્સામાં ઝૈદે ઝુમવાની કોઇ જરૂર નહોતી કારણ કે કહેવામાં આવે છે કે તે પહેલાં પણ નબીના ગુલામ જ હતા. **'મલ્ફુજાત એ મક્કી'** એ વાત પણ લખે છે કે ઝૈદ એટલા માટે ઝુમવા લાગ્યા હતા કારણકે તેમણે તેમની પત્ની ઝૈનબ નબી(સ)ને આપી હતી.

*રસુલુલ્લાહે કહ્યું છે કે, "અલ્લાહને એ વાત કરતાં બીજી કોઇ વાત વહાલી નથી કે ભુખ્યા અને તરસ્યા રહેવામાં આવે. તેનુ ઇનામ પણ એટલુ જ છે જટલું મોમીન કાફિરો સાથે લડે તેમાં છે." નમાઝ, રોઝા અને જનસેવા તો આ સવાબની નજીક પણ ના આવી શકે.* **(પા.નં. ૪૮૩).**

સદીઓ સુધી, ઇસ્લામીક પુરોહિતોએ અંગત સુખોનો ત્યાગ અને રહ્બાનીયતને (વૈરાગ્યને) મહાન ધર્મનિષ્ઠા દર્શાવી છે. નબી(સ)એ મનાઇ ફરમાવી હતી કે, *"ઇસ્લામમાં વૈરાગ્ય નથી."* **કુર્આન આયાત ૨૮ :૭૭માં હુકમ આપે છે કે પોતાનો આ દુનિયાનો ભાગ ભુલી ના જવો.** તમે નોંધ કરી કે બિનમુસ્લીમો વૈરાગીઓથી પ્રભાવિત થાય છે કારણ કે આ ફિલસુફી ઇસ્લામના મર્મને મારી નાખે છે.

*એક વલીએ સાચું જ કહ્યું છે કે, "મને સિંહનો એટલો ડર નથી, જેટલો કિશોરાવસ્થામાં રહેલા છોકરાની વાસનાનો લાગે છે."* **(પા.નં. ૪૯૭).**

*દાઉદ પોતાની આંખોને લીધે ગુમરાહ થયા. (અને પોતાના પડોસીની પત્ની સાથે ઝીના એટલે કે વ્યભિચાર કર્યુ).* **(પા.નં. ૪૯૭).**

કુર્આન એ બાબત ખાતરીપૂર્વક કહે છે કે દરેક પયગંબનુ ચારીત્ર નિષ્કલંક હતુ.

*હઝરત અબુ બકર સિદ્દીક પોતાના મોઢામાં કાંકરા ભરી રાખતા હતા જેથી તેમનાથી બોલાય નહી. હઝરત અબુ બકર ઇસ્લામી રાજ્યના એક મહાન ખલીફા હતા.* **(પા.# ૫૦૫).**

કોઇ કે તો ગઝાલીના મોઢામાં કાંકરા ભરવા જોઇતા હતા.

એ એક દુ:ખદ બાબત છે કે આ પ્રકારની વાર્તાઓ **'ઇસ્લામી'** મદ્રેસાઓ અને મસ્જીદોમાં શિખવાડવામાં આવે છે. ચોક્કસથી આ એ ઇસ્લામ નથી જે મુહંમદ(સ) આ દુનિયામાં લાવ્યા હતા. સર સૈયદ અહમદખાનના શબ્દોમાં કહીએ તો, *''મુસ્લીમો માણસોએ બનાવેલા ધર્મ પર ચાલી રહ્યા છે.''* અલ્લામા સર ઇકબાલે તેને **'અજમી'** એટલે કે **'પરદેશી'** ઇસ્લામ કહ્યો હતો. અલ્લામા ઇનાયતુલ્લાહ ખાન અલ મશરીકીએ તેને નામ આપ્યુ હતું **"મોલવીકા ગલત મઝહબ"**. મેં તેને નામ આપ્યુ છે **"નંબર બે ઇસ્લામ".** અલ્લામા ઇકબાલ મુજબ, પાકિસ્તાન બનાવવા પાછળનો હેતુ આ **'અજમી'** ઇસ્લામને નબી મુહંમદ(સ)ના સાચા ઇસ્લામથી બદલી નાખવાનો હતો.

એ સમજવું ઘણુ સરળ છે કે મુસ્લીમોની મુસીબતો અને પડતીનુ કારણ આ **'નંબર બે ઇસ્લામ'** છે. સાચો ઇસ્લામ જીવંત છે અને કુર્આનમાં સચવાયેલો છે, જો મુસ્લીમો તેના તરફ જુવે તો !

# સહાબાઓ અને મુજરીમો

## 'સાત સહાબીઓની જીવનકથા'

આ પ્રકરણમાં આપેલી સહાબીઓ વિષેની અપમાનજનક વાતો એક પ્રખ્યાત પુસ્તકમાંથી લેવામાં આવી છે, જેનું નામ છે : **'સાત સહાબીઓની જીવનકથા'**. લેખક છે : **શિયા આયાતુલ્લાહ સૈયદ મુર્તઝા હુસૈન નાસીર ફિરોઝાબાદી, નાસીર પ્રિન્ટીંગ પ્રેસ.** તેણે સાચું જ લખ્યું છે કે તેના પુસ્તકના બધા જ કિસ્સા સુન્નીઓના સૌથી મહાન હદીસી પુસ્તકો 'સહીહ સિત્તા'માંથી અને બીજી સુન્ની કિતાબોમાંથી લેવામાં આવેલા છે.

*અબુ બકરે પોતાના ખલીફા તરીકેના પહેલા ખુત્બામાં (વક્તવ્યમાં) કહ્યું હતુ કે, "એક શૈતાન મોટે ભાગે મારા ઉપર કાબુ રાખે છે. જયારે પણ આવું થાય ત્યારે મારાથી દુર રહો."* **[તબારી દ્વારા લખાયેલ ઇતિહાસ,૨:૪૪૦]**

*નબી(સ)એ કહ્યું કે, "મારા સહાબીઓ હોજે કૌસર પર આવશે, પરંતુ તેમને ધક્કા મારીને દુર કરવામાં આવશે. હું કહીશ કે "ઓ માલિક! આ તો મારા સહાબીઓ છે." મને કહેવામાં આવશે કે, "ખબર નથી, તમારા ગયા પછી આ લોકોએ શું કર્યુ હતુ?"* **[તફસીર ઇબ્ને જરીર તબારી, ૪ :૨૭]**

*નબી(સ)એ કહ્યું કે, "હું ઉહુદની લડાઇના લડવૈયાઓ અને શહીદો માટે ગવાહ રહીશ." અબુ બકરે પોતાના વિષે પુછયું. નબીએ જવાબ આપ્યો કે, "કોને ખબર! મારા પછી તમે શું નવીનતા લઇ આવશો?"* **[તફસીર ઇબ્ને જરીર તબારી, ૪ :૨૭]**

*નબી(સ)ના મૃત્યું પછી પાંચ સિવાયના તમામ સહાબીઓ પાખંડી બની ગયા હતા. બીજી એક રીવાયત મુજબ ત્રણ. આ પાંચ હતા : સલમાન, મિકદાદ, અબુ ઝર, અમ્માર અને હુઝૈફા.* **[ઇબ્ને હજર, તહઝીબુલ તહઝીબ, પા.નં. ૮]**.

ત્રણવાળી રીવાયત છેલ્લા બે જણને બાકાત રાખે છે.

આપણા મુલ્લાઓને હજુ પણ સંતોષ ન થયો અને તેથી એક ડગલુ આગળ ગયા. વાંચો આ તફસીર: *જો મિકદાદ અને અબુ ઝરનું ઇમાન સલમાનના ઇમાન સાથે સરખાવવામાં આવે, તો તે બંને કાફીર લાગે.* **[ઇબ્ને હજર, તહઝીબુલ તહઝીબ તથા બીજી ઘણી કિતાબો]**.

વાહ ! નબી(સ) ફકત એક જ ઇમાનવાળાને આ ધરતી પર છોડી ગયા હતા.

*એક વખત નબી(સ) ખુબજ ગુસ્સે થયા અને ઉઠીને જતા રહ્યા. તેઓ આયેશા પાસે ગુસ્સામાં ગયા. જયારે તેમને પુછવામાં આવ્યું તો તેમણે કહ્યું કે, "હું કેમ ગુસ્સે ના થાઉં? હું કોઇ હુકમ આપુ અને તેનો અમલ ના થાય તો"* **[ઇબ્ને માજાહ,બાબુલ મનાસિક ફિલ હજ, ૪ :૨૮૬]**.

નબી(સ)ના સહાબીઓ તેમની દરેક વાત પર અમલ કરવાને પોતાના માટે ગર્વની વાત સમજતા હતા.

*અબ્દુલ્લા ઇબ્ને ઉમરથી રિવાયત છે કે, " હું એક દિવસ મારા ઘરના છાપરા પર ચઢયો અને જોયું તો નબી(સ) બે ઇંટો પર જેરૂસલેમ તરફ મોઢું કરીને બેઠા હતા અને પાયખાનુ કરી રહ્યા હતા."* **[બુખારી, સાત સહાબીઓની જીવનકથા]**.

ફક્ત એટલુ વિચારો કે આવી બકવાસથી તમારા જ્ઞાનમાં કેટલો વધારો થયો. શું કોઇ સહાબી નબી(સ)ની અંગત બાબતમાં દખલ કરે અને લોકો સમક્ષ પોતાની મૂર્ખામી બયાન કરે?

આયાતુલ્લા સૈયદ હુસૈન લખે છે કે *"અલ્લાહ અને રસુલે સ્ત્રીઓ સાથે મુતાની (હંગામી લગ્નની) છુટ આપી છે."* બુખારી અને મુસ્લીમ આ છુટ રીવાયતમાં લખે છે અને **'મસનદ એ અહમદ બિન હંબલ'** પણ આમાં પાછળ નથી. *"હજરત ઉમરે અલ્લાહની આ કૃપા પર પ્રતિબંધ મુકીને વ્યભિચારના દરવાજા ખોલી નાખ્યા."*

એ વાત સર્વ સામાન્ય છે કે વૈશ્યાઓ પોતાના ધંધાને છુપાવવા માટે 'મુતાહ'ની પ્રથાનો ઉપયોગ કરે છે. શું હંગામી લગ્ન અને વ્યભિચારમાં ભેદ કરવો શકય છે ?

*અસ્મા બિન્તે અબુ બકરે કહ્યું, "મુતાહનો અમલ નબી(સ)ના સમયમાં અમારી ઉપર થયો હતો."* [**અબુ વુદ તયાલસી, ૭ :૨૧૭**].

*હજરત ઉંમર કુર્આનની આયાતોથી બિલકુલ બે ખબર હતા.* [**આયાતુલ્લા સૈયદ હુસૈન ઘણા બધા જુના સંદર્ભો આપે છે. સાત સહાબીઓની જીવનકથા, પા. ૫૯**].

*હજરત ઉંમર સહાબીઓ પાસે ગયા અને કહ્યું, "આજે મેં રોઝો રાખ્યો હતો. એક ગુલામડી આવી. મેં તેની સાથે સંભોગ કર્યો અને હજરત અલી ત્યાં હાજર હતા. તેમણે કહ્યું, 'તમે સાચું જ કર્યુ. બીજા કોઇ દિવસે રોઝો રાખી લેજો.' મેં કહ્યું, 'ઓ અલી! તમે સૌથી સારો ચુકાદો આપનાર છો.'"* [**તબકાત ઇબ્ને સાદ, ૨:૧૦૨**].

*કાબાનો કાળો પથ્થર અલ્લાહનો જમણો હાથ છે. જે તેને હાથ લગાવે છે તે અલ્લાહ સાથે હાથ મિલાવી રહ્યો છે.* [**તારીખ ખતીબ બગદાદી, ત્રણ સહાબીઓ વિષે, ૯:૩૨૮**].

*ફખરૂદ્દીન રાઝી પોતાની તફસીરમાં લખે છે કે, જંગે ઉહુદ દરમિયાન, હજરત ઉંમર ડુંગર ઉપર બકરીની જેમ ચઢી ગયા હતા અને હજરત ઉસ્માન એટલા દુર ભાગી ગયા હતા કે તેમને પાછા આવતાં ૩ દિવસ લાગ્યા હતા.* [**સાત સહાબીઓની જીવનકથા**].

*પોતાની હજની સફર દરમિયાન હજરત ઉંમર સવાર સુધી સ્ત્રી ગાયક નબાત ફૌદાહના ગીતો સાંભળતા હતા.* [**અલ અસાબા, ૨:૧**].

*મક્કામાં સહાબીઓ એકબીજાથી અલગ અલગ નમાઝ પઢતા હતા.* [**પા.નં.૭૮-૭૯, આયાતુલ્લા સૈયદ હુસૈન, બુખારી, તિરમીઝી, નિશાઇ, મલિકના મુવાતાના હવાઓથી**].

*હજરત ઉસ્માને કુર્આનની નકલો સળગાવી હતી. તેને કાં તો નદીમાં નાખી શકાઇ હોત કે જમીનમાં દફનાવી શકાઇ હોત.* [**કન્ઝુલ અમાલ. ૬:૪૬**].

પણ હવે શું કરી શકાય.

*મુસલમાનોનો પનારો અબુ બકર અને ઉંમર જેવા લોકો સાથે પડયો હતો, જેઓ નબી(સ) સામે પણ અવાજ ઉંચો રાખીને બોલતા હતા.* [**કન્ઝુલ અમાલ. ૬:૪૬**].

*આયેશાએ ફરી એક વખત નબી(સ)ના વાળોમાં હાથ નાખ્યા. તેમણે કહ્યું, 'તારો શયતાન તારી પાસે આવી ગયો છે!'* [**બુખારી, નિશાઇ, બાબીલ ગૈરા ભા. ૨ના હાવાલાઓથી આયાતુલ્લા હુસૈન**].

*નબી(સ)ની આદત હતી કે જ્યારે રાતની સફર હોય તો તેઓ આયેશા સાથે સંભોગ પસંદ કરતા. એક રાત્રે હફસાને આ હકક જોઇતો હતો. તેણીએ આયેશાને વિનંતિ કરી કે તેની સાથે ઊંટ બદલી લે. આમ હફસા ઊંટ પર નબી સાથે રાત્રે સુઇ ગઇ. સવારે આયેશાએ પોતાનો એક પગ દરમાં નાખી દીધો અને ફરિયાદ કરી કે, "ગઇ રાત્રે મને એટલુ ત્રાસદાયક લાગ્યુ (સંભોગના અભાવથી) કે મને તેના કરતાં વીંછી કે સાપના ડંખ મંજુર છે."* [**સાત સહાબીઓની જીવનકથા, બુખારીના હવાલાથી**].

*ઇજીપ્તના રાજાએ ખ્રિસ્તી મારીયા નબી(સ) માટે ભેંટ તરીકે મોકલી. એક પિતરાઇ પુરૂષ તેની સાથે હતો. તેમના મદીના આવ્યાના થોડાજ સમયમાં મારીયા ગર્ભવતી બની અને બાળકને જન્મ આપ્યો. આયેશાએ નબી(સ)ને કહ્યું કે, "તે બાળક જરા પણ તમારા જેવુ નથી લાગતુ." તેમણે અલીને પોતાની તલવાર આપી, હુકમ આપ્યો કે મારીયાના પિતરાઈની કતલ કરે. અલીએ તેને ખજુરના ઝાડ પર જોયો. જ્યારે તેણે અલીને જોયા તો બી ગયો અને ધ્રુજવા લાગ્યો. તેની લંગોટ જમીન પર પડી ગઇ. અલીએ જોયું તો તેને શિશ્ન તો હતુ જ નહીં!* **[મુસદ્રાક અસ્સાહીહૈન, ૪ :૩૯]**.

લાગે છે કે રિવાયતકારને મગજ નહીં હોય. તે આપણને વિશ્વાસ અપાવવા માંગે છે કે નબી(સ) અદાલતી સુનાવણી વિના જ સજા આપતા હતા.

*બીજા વર્ણન મુજબ મુજરીમ કુવા નજીક પકડાયો હતો. તમને ખબર છે કે મહેદી માઉદના એક મહત્વના કામમાં કોપ્ટીક મારીયા અને આયેશાને કાબરોમાંથી ખોદી કાઢી, તેમને વ્યભિચારની સજારૂપે પથ્થરો વડે મારી નાખશે.* **[પા.નં. ૬૨, સાત સહાબીઓની જીવનકથા, 'મૌલાના' મુહંમદ મન્ઝુર નૌમાની, શિયા શું છે ? ]**.

હવે જુઓ ! **'તબકાત ઇબ્ને સાદ', ૮ :૧૦૪** *: અસ્મા બિન્ત નોઅમાન જોનિયા પોતાના સમયની સ્ત્રીઓમાંની એક સુંદર સ્ત્રી હતી. આયેશાએ નબીને કહ્યું કે, "તમે પોતાના હાથ કુંવારીઓ પર મુકવાના શરૂ કરી દીધા છે." નબીએ ગમે તેમ કરીને અસ્મા જોડે લગ્ન કરી લીધા. આયેશાએ અસ્માને એવુ કહેતાં શીખવાડયું કે, "હું તમારાથી અલ્લાહની પનાહ ચાહું છું." અસ્મા આ શબ્દો બોલી જયારે નબી તેની પાસે આવ્યા. નબીએ પોતાના હાથ વડે પોતાના મોઢાને ઢાંકી લીધુ અને તેણીને પાછી મોકલી દેવામાં આવી.*

પ્રિય વાચકો ! શું આ રિવાયતકાર બેશરમ મુસ્લીમ છે કે પછી કાવતરાખોર કાફિર ?

**'તબકાત ઇબ્ને સાદ', ૮ :૧૦૬ :** *"કાબની પુત્રી મીલીકીયા પોતાની ખુબસુરતી માટે પ્રખ્યાત હતી. નબીએ તેની સાથે લગ્ન કર્યા. આયેશા મીલીકીયા પાસે ગઇ અને કહ્યું, "શું તારૂ માનભંગ નથી થતુ કે તે તારા બાપના કાતિલ જોડે લગ્ન કર્યા ?"*

*આયેશા રિવાયત કરે છે કે નબી રોઝાની હાલતમાં તેની જીભ ચુસ્યા કરતા હતા.* **[મસનદ એ અહમદ ૬ :૧૨૩, અબુ દાઉદ ૧૫ :૨૩૭, બૈહાકી ૪ :૨૩૪]**.

શું આ ત્રણ ઇમામોને શરમ ના આવી ?

વાચકોએ ખાસ નોંધ લેવી કે આ પ્રકરણની બધીજ માહિતી શિયા આયાતુલ્લા સૈયદ મુર્તઝા હુસૈન નસીર ફિરોજાબાદીની કિતાબ **'સાત સહાબીઓની જીવનકથા'**માંથી લેવામાં આવી છે. મેં પોતે ઘણા હવાલાઓની તપાસ કરી છે અને તેનો એ દાવો સાચો છે કે આ માહિતી સુન્ની કિતાબોમાંથી લેવામાં આવી છે.

**હવે જુઓ બેશર્મી આદરપાત્ર ઇમામ અહમદ બિન હંબલની** : *સેહલા નામની એક સ્ત્રીએ ઇમાનવાળાઓની મા આયેશાને કહ્યું કે, "મારા પતિનો જવાન નોકર સલીમ મારી સામે કયારેક હાજર થાય છે, જ્યારે કે હું રાત્રે એકદમ પાતળા અને પારદર્શક કપડામાં હોઉં છું." આયેશાએ સેહલાને સલાહ આપી કે સલીમને પાંચ વખત પોતાના સ્તનનું દુધ પિવડાવી દે. આયેશા પોતાની બહેનો અને ભત્રીજીઓને સલાહ આપતી કે "કોઇ ગૈર મહરમ પુરૂષ તમારા ઘરે વારંવાર આવતો હોય તો, તેને પોતાનુ સ્તનપાન પાંચ વખત કરાવી દો. ભલેને તે વ્યક્તિ પુખ્ત વયની હોય."* **[મસનદ એ અહમદ બિન હંબલ, ૬ :૨૭]**.

અહીં 'સાત સહાબીઓની જીવનકથા'ના રચિયતા હજરત આયેશા અને ઇમામ હંબલ પર એક મહત્વની વાત નજર અંદાજ કરવા માટે અણગમો વ્યક્ત કરતાં લખે છે કે, *"પુરૂષે સ્ત્રીના સ્તનનું મર્દન પણ કરવું પડશે."*

*નબી(સ) એક વખત એક કચરાના ઢગલા પાસે આવ્યા. ત્યાં તેમણે ઉભા ઉભા પેશાબ કર્યો. હમ્માદે કહ્યુ, ''નબીએ પોતાના પગ પહોળા કરી લીધા હતા, એવી રીતે કે જેવી રીતે કોઇ ઊંટડી દુધ આપતાં કરે છે.* **[બુખારી, કિતાબુલ વુઝુ]**.

એવી પણ હદીસો છે, જે કહે છે કે નબીએ ઉભા ઉભા પેશાબ કરવાની મનાઇ ફરમાવી છે. કોઇ નવાઇ નથી કે શિયા અને સુન્ની મુલ્લાઓ વચ્ચે તકરારનો વિષય કે મુદ્દો પેશાબ કરવાનો છે.

ચાલો ! આ પ્રકરણનો અંત લાવીએ ફરીથી કુર્આન તરફ જઇને. :

- **સહાબાઓ એકદમ વફાદાર અને વ્યવહારૂ ઇમાનવાળાઓ હતા અને તેઓ સૌથી સારા સ્વભાવના હતા. (૮:૭૪)**
- **તેઓમાં એકબીજા માટે ખુબજ પ્રેમ, લાગણી અને માન હતું. (૩:૧૦૩)**
- **અલ્લાહ તેમનાથી ખુશ હતો અને તેઓ અલ્લાહથી ખુશ હતા. (૯:૧૦૦).**

# વસ્તુ વૈવિધ્ય

અહીં જોઇએ હવે ઇસ્લામની કહેવાતી પવિત્ર કિતાબોમાં આવેલા કેટલાક ઉદાહરણો. શું તમે માની શકો કે મુસ્લીમો કે કોઇપણ બુદ્ધિશાળી માણસો આવો કચરો પેદા કરી શકે ?

*ભારતમાં અલ્લાહે પોતાનું નામ ખ્વાજા ગરીબ નવાઝ રાખ્યુ હતું.* [**મલ્ફુજાતે ચિસ્તી અજમેરી, ૪ :૧૪૯**].

*હું વીસ વર્ષ સુધી ખાધા પીધા વગર ઉભો રહ્યો, કારણકે હું ચિંતન કરી રહ્યો હતો.* [**રાહતીલ કુલુબ, નિઝામુદ્દીન અવલિયા**].

*હદીસોની રિવાયત કરનારા પોતે ઇરાદો ના હોવા છતાં જુઠ્ઠું કહે છે.* [**ઇમામ મુસ્લીમ, સહીહ મુસ્લીમની પ્રસ્તાવના, ઇજીપ્ત, પા. ૧૩ - ૧૪**].

*હજરત અલીએ મગરીબની નમાઝ પઢાવી, પરંતુ તેઓ શરાબના નશામાં હતા અને તેથી ખોટું પઢયા હતા.* [**અબુ દાઉદની હદીસ, સિરાતુન્નબી શિબ્લી નૌમાની, ૨:૮૮**].

*"હું જાહેર કરૂં છું કે શમ્સ તબરેઝ એ મારો 'શમ્સ' એટલે કે 'સૂર્ય' છે અને તે મારો ખુદા છે." આ વાક્ય ઉપર ટીપ્પણી કરતા ઇબ્ને બહમ લખે છે કે મુલ્લા રૂમી સમલીંગી સંબંધ રાખનાર (હોમોસેકચ્યુલ કે ગે) હતા અને તેઓ શમ્સ તબરેઝ નામના છોકરાના ઊંડા પ્રેમમાં હતા.* [**રૂમીની મસનવી પર ઇબ્ને બહમની સમીક્ષા**].

*ઇમાનવાળાઓની મા, હફસાએ નબીને કોપ્ટ મારીયા સાથે સંભોગ કરતા જોયા અને તેણીએ તેમને ખુબ ઠપકો આપ્યો.* [**શિરાતુન્નબી ૧:૧૩૧, શિબ્લી નૌમાની, તબરાનીના હવાલાથી**].

*એ સ્ત્રી કે જેણે નાની બાળકીને જીવતી દફનાવી તે અને જે બાળકીને દફનાવવામાં આવી તે બંને નર્કમાં જશે.* [**મિસ્કાત, બાબુલ કદર વલ ઇમાન**].

આમાં જીવતી દફનાવાયેલી બાળકીનો શું વાંક ?

*અલી અને તેમના વારસો સિવાય કોઇએ પણ આખું કુર્આન ભેગુ નહોતુ કર્યુ.* [**ઉસુલે કાફી, ૧:૪૪૧**].

*નબી(સ) જન્નતના દરવજાનો નકુચો પકડશે. તે દરવાજો ખખડાવશે અને દરવાજો ખોલવામાં આવશે અને અલ્લાહ પોતે પોતાના તખ્ત સાથે બહાર આવશે અને નબી સજદામાં પડી જશે.* [**મસનદે અહમદ બિન હંબલ**].

બાઇબલની સાથે ખુબ સારા સાથીદારો છે જે અલ્લાહને માણસ જેવો આકાર આપે છે અને તેને આકાશોમાં બેસાડી રાખે છે.

*એક માણસે પોતે કુંવારા હોવાની ફરિયાદ કરી. નબી(સ)એ તેને એક કબુતરીને પત્ની બનાવી લેવા કહ્યું.* [**ઇમામ અલ મુહદ્દીસીન અલ કય્યીમી, તિબ્બે નબવી, અલ મીનારીલ હનીફ પા. ૧૦૬, ઝાદિલ માદ**].

*અલ્લાહના રસુલે એક માણસને માદા કબુતર પાછળ દોડતો જોયો. તેમણે કહ્યુ : "જુઓ, એક નર શયતાન એક માદા શયતાનની પાછળ ભાગી રહ્યો છે."* [**અબુ દાઉદ ૪૯૪૦, ઇબ્ને માજાહ ૩૭૬૫, હંબલ ૨:૩૫૬**].

*કેટલાક પાખંડી લોકોને હજરત અલી પાસે લાવવામાં આવ્યા અને તેમણે આ લોકોને સળગાવી દીધા.* [**બુખારી, કિતબુલ મુર્તદૈન**].

શું હજરત અલી કુર્આન વિરૂધ્ધનુ કોઇ કાર્ય કરી શકે ?

*અલી પાસે આખું કુર્આન હતુ. અબુ બકર અને ઉંમરે તે લેવાની ના પાડી. અલીએ કહ્યુ, ''મારો વંશજ 'મહેદી' આને લોકો સુધી પહોચાડશે અને તેનો અમલ કરાવશે.''* [**ફસ્લુલ ખિતાબ, મિસ્કાતીલ અસરાર પા.૩૭**].

*શેખ અબુ બકર શિબ્લીએ પોતાના શિષ્યોને નવો કલમો શિખવાડ્યો: ''અલ્લાહ સિવાય કોઇ ઇબાદતને લાયક નથી અને શિબ્લી તેના રસુલ છે.'' જો કોઇ વાંધો ઉઠાવતુ તો કહી દેતા કે, ''હું તો ફક્ત પરીક્ષા લઇ રહ્યો છું.''* [**મલ્ફુજાત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા, ફવાઇલ ઇલ ફવાદ પા.૪૦૪**].

*લોકોની ધર્મ બાબતે માન્યતાઓ અલગ અલગ હોય છે. હું યહુદી ધર્મ, હિન્દુ ધર્મ, ખ્રિસ્તી ધર્મ અને પારસી ધર્મમાં માનુ છું.* [**ઇબ્ને અરબી, ફસુસુલ હુકમ**].

શેખ મોહિનુદ્દીન ઇબ્ને અરબી આજે પણ એક મહાન મુસ્લીમ સંત તરીકે ઓળખાય છે.

*નબી(સ)એ એક વખત કાબામાં કાફિરોની હાજરીમાં નમાઝ પઢતા હતા. શયતાને તેમને આ શબ્દો કહેવડાવ્યા, ''આ મૂર્તિઓ લાત, મનાત અને ઉઝા પૂજનિય છે અને તેમની સિફારીશ કબુલ કરવામાં આવશે.''* [**ઇમામ તબરી, સિરાતુન્નબી, શિબ્લી નૌમાની ૧:૧૪૬**].

સલમાન રશ્દીએ પોતાના પુસ્તકનું શિર્ષક 'શયતાનીક વર્સીસ' આ ઉપજાવી કાઢેલી હદીસ પરથી રાખેલુ. કેમ તબારીના માથે ઇશ્વર નિંદા માટે કોઇ ઇનામ રાખવામાં ના આવ્યું ?

*ઇમામ અહમદ બિન હંબલે કહ્યુ, ત્રણ પ્રકારના પુસ્તકોનો છે જેમનો કોઇ આધાર પુરાવો નથી. નબી(સ)ના યુદ્ધો, તેમના સપનાઓ અને તેમના દ્વારા કરાયેલ તફસીર.''* [**સિરાતુન્નબી, અલ્લામા શિબ્લી નૌમાની, ૧:૨૭**].

*અલીનુ કુર્આન ઘણું મોટુ અને બદલાયા વગરનુ છે.* [**અનવારનૌમાનીઆ, મુહદ્દીસ નઇમતુલ્લા અલ જઝૈર**].

કોઇ નથી બતાવતું કે આ કુર્આન ક્યાં છે ?

*નબી(સ)એ કહ્યુ, ''મેં અલ્લાહને સપનામાં એક યુવાન માણસના રૂપમાં જોયો, જેને ઘાટ્ટા વાળ હતા, લીલા કપડા, સોનેરી ચપ્પલ અને સોનાનુ આવરણ તેમના મોઢા ઉપર હતુ.''* [**દર કતાની ૨:૩૫૭, તબરાની, બૈહાકી**].

વાચકો નોંધ લે કે આ પુસ્તકમાં બીજી ઘણી વાર્તાઓ લખવામાં આવી છે જેમાં અલ્લાહને સ્ત્રીના સ્વરૂપમાં દર્શાવેલ છે.

*કુર્આન એવા લોકો દ્વારા ભેગુ કરવામાં આવ્યુ છે જેઓ પાપીઓ હતા.* [**અલ્લામા બાકીર મજલીસી, મિરાતુલ ઉલુક, શરાહ ઉસુલ ૧:૧૭૧**].

*જીબ્રાઇલ દ્વારા લાવવામાં આવેલુ કુર્આન ૧૭૦૦૦ આયાતો ધરાવતુ હતુ. હવે તેની અંદર ૬૨૦૦થી થોડી વધારે આયાતો જ બચી છે.* [**ફસ્લુલ ખિતાબ પા.૩૩૮**].

પરંતુ અલ્લાહ તો કુર્આનની હિફાજત પોતે કરવાનો વાયદો આપે છે. જે માટે કુર્આનની આ આયતો જોવી: **(૧૫:૯, ૭૫:૧૭-૧૮, ૮૫:૨૧-૨૨).**

*સિત્તેર કુરેશીઓના નામ કુર્આનમાંથી કાઢી નાખવામાં આવ્યા છે. નબીને ત્રાસ આપવા માટે ફક્ત અબી લહબનું જ નામ રાખવામાં આવ્યુ હતુ કારણકે તે તેમના કાકા હતા. હજરત અલી ઇબ્ને નબાતને કહી રહ્યા છે.* [**તફસીર મિરાતીલ અનવાર**].

ઘણી ફિકાની કિતાબો જેવી કે **'ફતાવા આલમગીરી",** કાનુની પક્કડમાંથી બચવાના રસ્તા બતાવે છે. આ પ્રકરણો **'કિતાબુલ હઈલ'** (કાયદાને છેતરવાના રસ્તા) તરીકે ઓળખાય છે. **પા.નં.૪૦૮** ઉપર આ વિશાળ પુસ્તક સલાહ આપે છે કે *"ચોરી કરવાનો સૌથી જોખમ વિનાનો રસ્તો એ છે કે બે ચોરો હાથ મિલાવી લે. એક ચોર ઘુસવાનો રસ્તો બનાવે અને બીજો પહેલાએ બનાવેલા રસ્તે અંદર જઇ સામાનની ચોરી કરે અને આ સામાન પહેલા ચોરને આપી દે જે બહાર ઉભો છે. બંનેમાંથી કોઇને પણ કાયદાકીય સજા નહીં થાય."*

*ફરીસ્તાઓ ઇમામો માટે એવા સંદેશાઓ લાવે છે જે નબીઓને પણ નહોતા અપાયા.* [**તફસીરૂલ બુરહાન ૪ :૪૮૪**].

પ્રિય વાચકો, હદીસ, ઇતિહાસ અને સિરતની ઘણી કિતાબો નબી(સ)ની મોતને ઘણી બિહામણી રીતે વર્ણવે છે. એ ઘણુ જ દુ:ખદાયક છે કે આ વાત અહીં ફરીથી લખવી પડે છે. આ વાર્તાઓનો અંત એ કહીને થાય છે કે નબીની આંખો વેદનાથી પહોળી થયેલી અને છત તરફ તકાયેલી હતી. તેમના કાકા અબ્બાસે કહ્યુ હતુ કે, *"હું મારા કુટુંબને જાણુ છું. તેઓના મોઢા મોત વખતે બદલાઇ જાય છે."* આ જ ઇતિહાસની કિતાબો આપણને કહે છે કે સહાબીઓએ નબીની લાશને ત્રણ દિવસ છોડી દીધી હતી. મુલ્લા જલાલુદ્દીન રૂમી આ ઘટના પર દુહો લખે છે કે :

**સહાબીઓને દુનિયાનો પ્રેમ એટલો હતો કે,**
**તેમણે નબીને કફન અને દફન વગર છોડી દીધા.**

કુર્આન નબી(સ)ને **'અલ મુઝમ્મીલ'** (સારામાં સારા દોસ્તો અને સાથીદારોને પસંદ કરવાવાળો) કહે છે. શું મુલ્લા રૂમી, મુહદ્દીસ અને મુલ્લાઓ જે વર્ણન કરે છે તેવા લોકોને નબી(સ) પોતાના દોસ્ત કે સાથીદાર બનાવે ?

*કુર્આનમાં એવી આયાતો ઉમેરવામાં આવી છે, જે એકદમ મુર્ખતાપૂર્ણ, બાલીશ અને ઠપકાને લાયક છે.* [**એહતીજાજ તબરાસી, પા.૧૨૬**].

અહીં જોઇએ કેટલીક રમુજી હદીસો, જે મુલ્લાહ અલી કારીના પુસ્તક 'મત્બા મુજતબાઇ'માં છે :

- *સુંદર ચહેરો જોવાથી આંખોનુ તેજ વધે છે.*
- *તરબુચને જબહ કર્યા વગર ક્યારેય ના ખાવું.*
- *રીંગણ બધી જ બિમારીઓની દવા છે.*
- *મુસ્લીમ મીઠો હોય છે અને તેને મીઠાઇ ભાવે છે.*
- *જે પ્રેમમાં પડે અને પવિત્ર રહે, તેને શહીદનો દરજ્જો મળે છે.*

*કુર્આનને ભેગુ કરવાનુ અને ગોઠવવાનુ કામ એવા માણસને (હજરત ઉસ્માનને) સોંપાયુ હતુ, જે અલ્લાહના દોસ્તોનો દુશ્મન હતો.* [**એહતીજાજ તબરાસી પા.૧૩૨**].

કુર્આનની અંદર એવા ઘણા પુરાવા મોજુદ છે જે સાબિત કરે છે કે કુર્આન પુસ્તકના સ્વરૂપમાં નબી(સ)ના જીવનકાળ દરમિયાન જ પ્રાપ્ત હતુ. ધ્યાન આપો તો કુર્આનની શરૂઆત જ એ આયાતથી થાય છે કે, "આ એ પુસ્તક છે જેના વિષે કોઇ શક નથી."

*ઇમામ બાકીરે કહ્યુ હતુ કે, "ફહશાનો અર્થ થાય છે અબુ બકર, મુનકરનો અર્થ છે ઉંમર અને બાઘીનો અર્થ છે ઉસ્માન.* [**ઇમામ બાકીર કહે છે દાઉદને, તફસીર મિરાતુલ અનવાર પા.૨૫૮**].

*'અલ્લાહ શિર્ક સિવાય બધું જ માફ કરી દેશે.' આ આયાતનો અર્થ થાય છે કે તે બધાને માફ કરી દેશે સિવાય કે જેઓ અલીની વિલાયત ઉપર ઇમાન નહીં લાવે.* [**તફસીર આયાશી ૧ :૨૪**].

*અલીની વિલાયતનો ઇન્કાર કરનારાઓ મૂર્તિ પૂજકો છે.* [**તફસીરૂલ બુરહાન ૨:૩૫**].

*અલ્લાહે કહ્યુ, ''ઓ મુહંમદ ! જો તું તારા પછી ખલીફા તરીકે અલી સિવાય બીજા કોઇને પસંદ કરીશ તો તારી બધી જ નેકીઓ નકામી થઇ જશે અને તું હારનારાઓમાંથી હોઇશ.''* [**તફસીર કુમ્મી ૨:૨૫૧**].

પહેલા ખલીફા બીજું કોઇ નહીં, પણ હજરત અબુ બકર હતા.

*ઇમામ મહેદીના હાથે સૌથી પહેલી બૈત લેનાર બીજું કોઇ નહી, પરંતુ નબી મુહંમદ(સ) હશે.* [**બસૈરૂદ્ દરજાત પા.૨૧૩**].

*નબી યુનુસે અલીની ખિલાફતનો ઇન્કાર કર્યો હતો. અલ્લાએ તેમને વ્હેલ માછલીના પેટમાં ત્યાંસુધી રાખ્યા, જ્યાંસુધી તેમણે માફી ના માંગી.* [**તફસીરૂલ બુરહાન ૪:૩૭**].

નબી યુનુસ હજરત અલીના પેદા થવાના હજારો વર્ષો પહેલાં થઇ ગયા હતા.

*ઇમામ જાફર સાદીકે કહ્યુ હતુ કે નબી ઇબ્રાહીમ અલીના શિયાપંથીઓમાંથી હતા.* [**તફસીરૂલ બુરહાન ૪:૨૦**].

નબી ઇબ્રાહીમ હજરત અલીના પેદા થવાના ૩૦૦૦ વર્ષ પહેલાં થઇ ગયા હતા.

*નબી અય્યુબ બિમાર પડ્યા કારણકે તેમણે અલીની વિલાયત ઉપર શક કર્યો હતો.* [**તફસીર મિરાતુલ અનવાર પા.૭૦**].

ફરીથી, હજારો વર્ષ પહેલાં !

*ઇમામ રઝાએ કહ્યુ કે, ''૭૦,૦૦૦ દુનિયાઓ ફક્ત એક જ કામ માટે બનાવવામાં આવી. એ કામ છે અબુ બકર અને ઉંમર પર ગાળો વરસાવે.* [**તફસીરૂલ બુરહાન ૪:૪૭**].

*પહેલા ત્રણ ખલિફાઓના (અબુ બકર, ઉંમર અને ઉસ્માનના) સમયે સાચુ ખોટું બની ગયું અને ખોટું સાચું.* [**એહતીજાજ તબરાસી પા.૧૫૪**].

*અલ્લાહનુ વ્યક્તિત્વ એટલે અલી, અને અલ્લાહની ઇબાદત એટલે અલીની વિલાયત, ઇમામત અને ખિલાફતનો સ્વિકાર કરવો.* [**મિરાતુલ અનવાર પા.૫૯ અને ૨૩૨**].

*ઇમામ જાફર સાદીકે કહ્યુ, ''અમે ઇમામો સલાત, ઝકાત, સૌમ અને હજ્જ છીએ, અમે જ મક્કાહ અને કાબા છીએ અને અમેજ અલ્લાહનુ મોઢું છીએ.''* [**મિરાતુલ અનવાર પા.૨૧૭**].

*વલીનો દરજ્જો નબી કરતાં પણ વધારે ઉંચો હોય છે.* [**શેખ અબ્દુલ ફઝલ સારસી, મલ્ફુજાત પા.૧૩૧**].

*ઇમામ જાફર સાદીક કહે છે કે ''સલાતનો અર્થ છે નબી, અલી, ફાતિમા, હસન અને હુસૈન. કુર્આનમાં 'સલાતીલ વુસ્તા'નો અર્થ છે અલી.''* [**તફસીર આયાસી ૧:૧૨૭**].

*બાર ઇમામોએ જ બધુ બનાવ્યુ છે, તેઓ જ પુરૂં પાડનારા છે અને તેઓ જ જીવન અને મૃત્યુ ઉપર કાબુ ધરાવે છે. તેઓજ લોકોને જન્નત અને જહન્નમાં મોકલે છે.* [**મિરાતુલ અનવાર પા.૬૭**].

*જ્યારે મુસાએ અલ્લાહને જોવાની વિનંતી કરી તો સિનાઇ પર્વતના ટુકડા ટુકડા થઇ ગયા. મુસાએ જે નુર જોયુ હતુ તે ફક્ત અલીના શિષ્યનુ હતુ અને તેના વડે જ પર્વતના ભુક્કા બોલી ગયા હતા.* [**તફસીરૂલ બુરહાન ૨:૩૫**].

*અલીના શિષ્યોએ જ મહંમદને અખલાક (સંસ્કાર) શિખવ્યા હતા.* [**તફસીરૂલ બુરહાન ૧:૫૪૦**].

*ઇમામ જાફર સાદીકે કહ્યુ "નાસીબીઓની (શિયા ના હોય તેવા લોકોની) નમાઝ કશું જ નહીં, પરંતુ ઝિના (વ્યભિચાર) છે."* [**તફસીરૂલ બુરહાન ૪:૪૫૩**].

*અબ્દુલ કાદીર જીલાની મુજબ, શિયાઓની નમાઝ કશું નહીં, પરંતુ મૂર્તિપૂજા છે.* [**ઘનિયા-ત્તી તાલીબૈન**].

ઉચ્ચતમ પવિત્રતાનો દરજ્જો મેળવવાનો મસ્તીભર્યો રસ્તો : *જે પોતાના જીવનમાં એક વખત પણ 'મુતા' (હંગામી લગ્ન) કરે તો તે હુસૈનની બરાબરીનો થઇ જાય છે. જે બે વખત કરે તે હસનની બરાબરીનો, ત્રણ વખત કરે તે અલીની બરાબરીનો અને ચાર વખત કરે તો તે નબી મુહંમદ(સ) ની બરાબરીનો થઇ જાય છે.* [**તફસીર મિન્હાજ અસ-સાબિકૈન**].

*ઇમામ જાફરે કહ્યુ, "હું એવી રીતે બોલુ છું કે એક વાતના સિત્તેર અલગ અલગ અર્થ થાય છે. હું એ જ અર્થ લઉં છુ, જે મારી ઇચ્છા હોય."* [**અસાસ ઇલ ઉસુલ પા.૬૫**].

*ફાતિમાનુ 'મશફ' (ધાર્મિક ગ્રંથ) તમારા કુર્આન કરતાં ત્રણ ગણુ મોટુ છે અને તેમાં તમારા કુર્આનનો એકપણ શબ્દ નથી.* [**અબુ બશીર, ઉસુલે કાફીને સમજાવતાં કહે છે**].

ક્યાં છે આ 'મશફ' ?

*જે પોતાનો ધર્મ છુપાવે છે, તેની અલ્લાહ ખુબ ઇજ્જત કરે છે. જે જાહેર કરે છે તેની અલ્લાહ બેઇજ્જતી કરે છે.* [**ઉસુલે કાફી બાબ તકિય્યાહ**].

*તકિય્યાહ (સત્યને છુપાવવુ) એ ધર્મનો પાયો છે.* [**અશ-શાફી ૧:૭૨**].

*ઇમામ તબારી શિયા હતા. પરંતુ પોતાની જાતને તકિય્યાહના સિદ્ધાંત પ્રમાણે સુન્ની તરીકે ઓળખાવતા હતા.* [**અલ્લામા તમન્ના ઇમાદી, તસવીર કા દુસરા રૂખ**].

જુઓ ! આ નબી(સ)ના નામ પર મુર્ખતાભરી વાત : *મંગળવાર એ લોહીનો દિવસ છે. આ દિવસે લોહી નિકળવાનુ બંધ થતુ નથી.* [**અબુ દાઉદ, હદીસ નં.૩૮૬૨ અને બુખારી**].

ફરી જુઓ ! તિરમીઝીની હદીસ નબી(સ)ના નામ પર એક દુ:ખદ બકવાસ નોંધે છે : *સાત આસમાન ઉપર એક દરીયો છે. આ દરીયામાં સાત પહાડી બકરાઓ ઊભા છે. આ વિશાળકાય બકરાઓની પીઠ પર અલ્લાહનુ 'અર્શ' છે !*

અલ્લામા બદરૂદ્દીન ઐની અને હાફિઝ ઇબ્ને હજર અસ્કલાનીએ 'કુર્આન પછીની સૌથી મહત્ત્વની કિતાબ' એટલે કે 'બુખારી શરીફ'ની ચાવીઓ લખી છે. તેઓ રિવાયત કરે છે કે *"ઇમામ મલિક અને ઇમામ શાફી પોતાની પત્નીઓ સાથે ગુદામૈથુન કરતા હતા અને તેને હલાલ સમજતા હતા."* [**બુખારીના સંગ્રહની ચાવીઓ**].

*નબી(સ)ની મસ્જીદમાં એક ખુબજ સુંદર સ્ત્રી નમાઝ પઢવા આવતી હતી. કેટલાક સહાબીઓએ છેલ્લી હરોળમાં ઊભા રહેવાનો નિયમ બનાવ્યો, જેથી તેઓ તેને જોઇ શકે. ઇમામ તિરમીઝી તેમના સંકલનમાં કહે છે કે કુર્આનની આયાત "અમે જાણીએ છીએ, એ પહેલાઓને અને છેલ્લાઓને" એ આ સહાબીઓને લાગુ પડે છે !*

શું માનનીય સહાબીઓ, જેમના ચારિત્રશીલ વ્યક્તિત્વની ગવાહી સ્વયં કુર્આન આપે છે, તે આવા હોઇ શકે ? ?

*જ્યારે કુર્આન કહે છે કે 'તમારી સ્ત્રીઓ તમારા અને તમે તમારી સ્ત્રીઓના પોશાક છો' તો તેનો અર્થ થાય છે કે 'તમે પતિ પત્ની પથારીમાં પોશાક ઉતારો અને એકબીજાને વળગો.'* [**ઇમામ ઇબ્નીલ કય્યિમ, તિબ્બે નબવી પા.૪૮૧**].

*ઇમામ અતા કહે છે કે, ''એ વાતમાં કોઇ ખરાબી નથી કે તમે ગર્ભવતી દાસીમાં ગમે ત્યાંથી જાઓ (સંભોગ કરો).''* [**બુખારીની સમજણ, માત્બા નુર મુહંમદ ૧:૪૯૨**].

*બે જાતના સાપ એવા છે જે માણસની આંખમાં ફક્ત નજર નાખીને આંધળો કરી દે.* [**ઇમામ ઇબ્નીલ કય્યિમ, તિબ્બે નબવી, ઇમામ મુસ્લીમની હદીસની સમજણ આપતાં જણાવે છે**].

'ડિસકવરી ચેનલ' જોયા કરજો. કદાચ આ દંતકથાના પ્રાણીઓ જોવા મળી પણ જાય !

<u>નોંધ :</u> ઉપરોક્ત ઉદાહરણો તો ફક્ત થોડા નમુના જ છે, આ અંત વિહિન મુર્ખામીના ભંડારના. શું એ સમજવુ અઘરૂં છે કે મુસ્લીમોની હાલત દયાજનક કેમ છે ? પછી ભલેને તે દુનિયાના કોઇપણ ભાગમાં કેમ ના રહેતા હોય. આ એ વાતનો પણ ખુલાસો કરે છે કે વહી ગયેલી કેટલીક સદીઓમાં કેમ મુસ્લીમ ઉમ્મત નોંધ લેવાય તેવો એકપણ વૈજ્ઞાનિક આપવામાં નિષ્ફળ રહી છે.

# સાચા આસ્તીકના અવલોકનો

**'ફઝીલ ઉલુમે દીનીયા', સ્વ. શ્રી ડો. કેપ્ટન મસુદુદ્દીન ઉસ્માની (મૃત્યુ ૧૯૮૫).**

ખાસ નોંધ લેશો કે મુસ્લીમોના આ મહાન શુભચિંતકે મદ્રસાઓનુ એ જ શિક્ષણ લીધુ હતુ જે આપણા મુલ્લાઓ મેળવે છે. પરંતુ અલ્લાએ તેમને એક વિચારશીલ મગજ આપ્યુ હતુ.

## ઇમાને ખાલીસ

**'ફઝીલ ઉલુમે દીનીયા', સ્વ. શ્રી ડો. કેપ્ટન મસુદુદ્દીન ઉસ્માની, કરાંચી, પાકિસ્તાનમાં** વ્યવસાયે તબીબ હતા. તેમની કુરાનના સિધ્ધાંતો આધારીત રચનાઓ નોંધપાત્ર છે. ઇસ્લામના ગૌરવને બચાવવાની બાબતમાં તેઓ કોઇ મહત્ત્વની વ્યક્તિની પણ શરમ રાખતા નહોતા. હવે આપણે તેમના પુસ્તક 'ઇમાને ખાલીસ'માંથી અમુક ઉદાહરણો જોઇએ. આ પુસ્તકમાં તેમણે પ્રખ્યાત અને બહુ આદરણીય મુલ્લાઓ અને સુફીઓ દ્વારા કરવામાં આવતી અધમ અને મર્યાદાનુ ઉલ્લંઘન કરતી વાતોનો સંગ્રહ કર્યો છે.

*મારા પિતા, મૌલાના સૈયદ મુહમ્મદ ઝકરીયામાં આખુ બ્રહ્માંડ સમાયેલુ હતુ. તેઓ બોમ્બે રાજ્યમાં ચિત્તા અને સિંહો વચ્ચે રહેતા હતા. હજરત અલીએ મારા માતા પિતાના નિકાહ પઢાવ્યા હતા.* (૧૯મી સદીમાં!). **[મુલ્લા યુસુફ બન્નુરી, ૧૯૭૫].**

*મારા અને બાકીની 'મખલુક' (ઇશ્વરે બનાવેલી વસ્તુઓ) વચ્ચે જમીન અને આસમાન જેટલો ફરક છે! મને બીજાઓ જેવો ના સમજો, અરે! નબી જેવો પણ નહીં.* **[શેખ અબ્દુલ કાદીર જીલાની].**

*જયારે હું ફક્ત ૧૦ વર્ષનો હતો, ત્યારથી ફરીસ્તાઓ મારી બાજુમાં ચાલતા હતા.* **[શેખ અબ્દુલ કાદીર જીલાની, મલ્ફુજાત].**

*સલાત અલ્લાહ અને માણસ વચ્ચેનો પડદો છે.* **[જુનૈદ બગદાદી, અહકાકુલ હકક ૧:૮૩].**

યાદ રહે! જુનૈદ બગદાદી કહેવાતા મહાન સંતોમાંથી એક છે.

*અલ્લાહની આંખોમાં દુખાવો થયો અને બધાજ ફરીસ્તાઓ તેમને સહાનુભુતિથી મળવા ગયા. અલ્લાહ વારંવાર નુહના પુર વાળી બાબતે રડયા કરતા હતા.* **[ઇમામ શેહરીસ્તાની, અલ મીલીલ વલ નિહાલ ૧:૯૭].** *આવી પીડા કરબલાની ઘટના માટે પણ રડીને થઇ હતી.* **[મલહુફ, મકતાલીલ હુસૈન અને આવા બીજા પુસ્તકોમાં].**

*અલ્લાહ પોતાની ખુર્સીમાં બેસે છે, પરંતુ ખુરસી તેમના પગમા એવી લાગે છે જેવા કે સેન્ડલ હોય છે.* **[તબારી ૧:૨૧].**

શું તમને આ વાતમાં કોઇ અર્થ દેખાય છે?

*મેં અલ્લાહને એક લાંબા વાળવાળી યુવાન સ્ત્રી તરીકે જોયો. હઝરત અબ્દુલ્લા ઇબ્ને અબ્બાસે કહ્યુ કે, "ફક્ત પાગલ માણસ જ આ હદીસનો ઇન્કાર કરી શકે છે."* **[મુલ્લા અલીકારી, મોઝઆત એ કબીર એટલે કે 'મહાન બનાવટ'].**

*શાહ વલીઉલ્લાએ 'દુર્રે સામીન' શિર્ષક હેઠળ ૪૦ હદીસો બનાવી હતી. તે દાવો કરતા કે નબી(સ) ઘણી વખત તેમની પાસે આવ્યા અને આ કહ્યું અને પેલુ કહ્યું.* **[મસુદુદ્દીન ઉસ્માની, ઇમાને ખાલીસ પા.૭૪].**

યાદ રહે! વલીઉલ્લા નબી(સ)ના મૃત્યુની ૧૧ સદીઓ પછી પેદા થયા હતા.

*મુસાએ તુર પર્વત પર સાંભળેલ અવાજ અલીનો હતો.* **[મસુદુદ્દીન ઉસ્માની, ઇમાને ખાલીસ પા.૩૪].**

ડો. મસુદુદ્દીન ઉસ્માની પોતાના પુસ્તકમાં આવા ઘણા વાહિયાત જેવા વાકયો નકલ કરે છે. બીજી ઘણી હદીસો આપણને એ મનાવવા માંગે છે કે મેરાજની ઘટના સમયે હઝરત અલી યજમાન હતા અને આપણા નબી(સ) મહેમાન હતા. અલ્લાહની જગ્યાએ અલીએ નબી(સ) સાથે પડદા પાછળ રહી વાત કરી હતી. આમ હઝરત અલી જ અલ્લાહ છે.

*મુલ્લા મુહમ્મદ કાસીમ નાનોત્વીએ સપનામાં જોયુ કે તેઓ અલ્લાહના ખોળામાં બેઠા હતા.* **[મુલ્લા મુહમ્મદ કાસીમ નાનોત્વીનુ જીવન ચરીત્ર, મુલ્લા મુહમ્મદ યાકુબ નાનોત્વી].**

આ બંને મુલ્લાઓ બહુ પ્રખ્યાત જથ્થાબંધ મુલ્લાઓ પેદા કરનાર ભારતના 'દારૂલ ઉલુમ', દેવબંધના સંસ્થાપકો હતા. હવે વિચારો કે આમના શિષ્યોની હાલત કેવી હશે!

*જો તમે જમીનમાં એક દોરડુ ઉંડે સુધી લટકાવશો તો તે અલ્લાહની ઉપર પડશે.* **[તિરમીઝીની હદીસ, તફસીર સુરા અલ હદીદ ૨:૫૩૦].**

યાદ રહે! આ હવાલાઓ 'ઇમાને ખાલીસ'માંથી લેવામાં આવેલા છે. મેં પોતે આમાંના ઘણા હવાલા ચકાસ્યા છે અને તે સાચા છે.

*મરેલાઓને કબરમાં સવાલ પુછવામાં આવશે, "તારો રબ કોણ છે? તારો નબી કોણ છે? તારો ધર્મ કયો છે?" જો જવાબ આવશે કે, "અબ્દુલ કાદીર જીલાની", તો તેઓ પરીક્ષામાં સફળ થશે.* **[મલફુજાતે જીલાની - મોઈનુદ્દીન ચિસ્તીની ટીપ્પણી].**

*બીજા એક નબી આવશે અને તેઓ અબ્દુલ કાદીર જીલાનીની પાછળ ચાલશે.* **[અહમદ રઝાખાન બરેલવી, હદાએક બખ્શીશ કામીલ પા.૧૨૦].**

*અલ્લાહની બેઇજ્જતી કરતાં 'વલી'ની બેઇજ્જતી વધારે સજાપાત્ર હોય છે.* **[મુલ્લાહ અશરફઅલી થાનવી, અલ અશરફ માસિક, નવેમ્બર ૧૯૯૧, પા.૨૩].**

*કુર્આનને સમજીને વાંચવાનો પ્રયત્ન ના કરશો, નહીં તો ગુમરાહ થઇ જશો.* **[મુલ્લાહ અશરફઅલી થાનવી, ફજાઇલે આમાલ પા.૨૧૬].**

*એક નમાઝ કઝા કરનાર વ્યક્તિ નર્કમાં ૨૦ કરોડ વર્ષ સુધી સળગશે.* **[મુલ્લા ઝકરીયા કંધાલવી, ફજાઇલે આમાલ પા.૩૧૭].**

આ પ્રમાણે મુલ્લા કંધાલ્વીને પણ નર્કની આગની મઝા માણવાની આશા છે.

## ઇસ્લામ યા મસ્લક પરસ્તી

'ઇસ્લામ યા મસ્લક પરસ્તી' એ પણ ડો. મસુદુદ્દીન ઉસ્માની દ્વારા લખાયેલ એક મહત્ત્વનુ પુસ્તક છે. 'મસ્લક પરસ્તી' એ ફિરકાવાદનો સમાનાર્થી શબ્દ છે. પાના નં.૧૫૪ ઉપર તેઓ લખે છે કે: કુર્આન પ્રમાણે કોઇપણ વસ્તુ અલ્લાહ સિવાય કોઇને અર્પણ કરવી હરામ છે. આપણા મુલ્લાઓ આવી હરામ વસ્તુઓને હલાલ કરી નાખે છે અને આવા શિર્કને ખુબજ મહત્ત્વ આપે છે. દા.ત.:

- *જાફર સાદિકના નામના કુંડા*
- *ઉવૈશ કરણીના નામનો શબે બરાતનો હલવો*
- *ઇમામ હુસૈનના નામનો હલીમ અને શરબત*

- *અબ્દુલ કાદીર જીલાનીના નામની ૧૧મીની નિયાઝ*

*જેવી રીતે સંતો કરતા હતા તેમ એક રકાતમાં આખુ કુર્આન પઢો.* **[ફજાઇલે નમાઝ પા.૬૪].**

આનું પરિણામ એ કે કુર્આન દિવસમાં ૫૦થી પણ વધારે વાર પઢો. જે માણસો માટે બિલકુલ અશક્ય કામ છે, ભલેને માનવ બુદ્ધિ ગમે તેટલી પણ કલ્પના કરે.

*નબી(સ)નુ પેશાબ અને સંડાશ પીણા અને ખોરાક તરીકે વપરાતુ હતુ. આથી બિમાર લોકો સાજા થઇ જતા હતા.* **[મુલ્લા તાહિરૂલ કાદરી, આજના કહેવાતા આધુનિક મુલ્લાહ અને સુધારક, ઇસ્લામ યા મસ્લક પરસ્તી પા.૧૩૦].**

*સંતો રોજ ૨૦૦૦ રકાઅત નમાઝ પઢે છે. તેઓ રમઝાન માસ દરમિયાન દરરોજ બે વખત કુર્આન ઉભા ઉભા પુરૂ પઢે છે!* **[તબ્લીગી નિસાબ, ફજાઇલે આમાલ].**

વાહ ! બીજી એક વૈચારીક અને શારીરીક રીતે અશક્ય વાત !

*બધાજ સંતો જીવતા હોય કે મરેલા, અબ્દુલ કાદીર જીલાનીની (મૃત્યુ ઇ.સ. ૧૧૬૬) સભામાં જરૂર આવતા હતા, નબી(સ) પણ નિયમીત રીતે આવતા હતા.* **[અબ્દુલ હક્ મુહદ્દીસ દેહલ્વી, અખબારૂલ અખબાર પા.૩૯].**

યાદ કરો ! નબી(સ) ઇ.સ.૬૩૨માં મૃત્યુ પામ્યા હતા.

*હું કયારેય અલ્લાહને જોવાની ઇચ્છા નથી કરતો. અલ્લાહ મને જોવાની ઇચ્છા કરે છે.* **[બાયઝીદ બુસ્તામી, મલ્ફુજાત પા. ૧૪૧].**

*ઇમામ જાફર સાદીકે કહ્યુ હતુ કે, “તમારા દુશ્મન જોડે વ્યવહાર સારો રાખવો, પરંતુ કાર્ય અને વર્તન તેની વિરૂદ્ધનુ કરવું.”* **[ઉસુલ કાફી, અસ-શાફી, બાબ તકિય્યાહ ૧:૭૨].**

શું ઇમામ જાફર સાદીકે આવુ કહ્યું હશે ?

*“લા ઇલાહા ઇલ્લલાહ” નો સાચો અર્થ થાય છે કે, “કોઇ ઇમામ નથી સિવાય કે તે સમયનો ઇમામ.”* **[ડો. મુખિયા ઝાહિદ અલી, સત્યતા અને ધર્મ વ્યવસ્થા પા.૪૦૮].**

*જ્ઞાન નબી સાથે શરૂ થાય છે અને ઇમામો પર પુરૂં થાય છે.* **[કિતાબ અસ-શાફી ૧:૨૯૧].**

*મુઆવિયા યઝીદના ખભા ઉપરથી પસાર થયા. નબીએ કહ્યુ કે, “નર્કનો રહેવાસી બીજા રહેવાસી ઉપર સવારી કરી રહ્યો છે.”* **[મલફુજાત હજરત ફરીરૂદ્દીન ગંજ શકર].**

આપણે આ કચરો કેવી રીતે સ્વીકારી શકીએ, જ્યારે કે યઝીદ નબી(સ)ના મૃત્યુના ૧૬ વર્ષ પછી પેદા થયો હતો.

*સ્વર્ગના લોકો તેમના માથા પર વાદળો જોશે. એક અવાજ સંભળાશે, “કહો ! કેવા પ્રકારનો વરસાદ તમારે જોઇએ છે?” તેઓ કહેશે, “મોટા સ્તનવાળી સ્ત્રીઓ અમારી ઉપર વરસાવ.” ત્યારપછી, તે સ્ત્રીઓનો વરસાદ થશે. કુર્આનમાં આપેલી ‘મહાન સફળતા’ બીજું કંઇ નહી, પરંતુ આ ઇનામ છે.* **[‘મૌલાના’ મુહમ્મદ જુનાગઢી, તફસીર ઇબ્ને કસીરનો ભાષાનુવાદ, ભાગ ૨૫ પા.૧૧].**

શું આ વરસાદ એ લોકોની ગરદન નહીં તોડી નાખે ?

*જો કોઇ જોડું વ્યભિચાર કરવા ઇચ્છે તો, સ્ત્રીએ દેખાવ પુરતા સુતેલા માણસની પથારીમાં ચુપકીદીથી પ્રવેશી જવું. કોઇ સજા નહીં થાય.* **[ફતાવા એ આલમગીરી, ૧૭મી સદીના અંતભાગમાં ભારતના ૫૦૦ ટોચના ફિકહના નિષ્ણાતો દ્વારા રચીત ગ્રંથ, પા.૩૩૭].**

મુલ્લા જલાલુદ્દીન રૂમીની એક ફારસી શાયરી, જેનો અર્થ થાય છે *: ''મેં મારા મગજનો વિકાસ કુર્આનના મર્મથી કરી લીધો છે અને તમારા જેવા કુતરાઓ માટે હાડકા ફેંકી દીધા છે.''* **[મુલ્લા રૂમી, મસનવી].**

શું આપણે આનાથી મોટી કોઇ ઘમંડની અને તિરસ્કારની વાત વિચારી શકીએ ?

*ઇસ્લામના પહેલા ત્રણ ખલિફાઓએ ખિલાફતના આંચળ ખરાબ રીતે પકડ્યા હતા અને હું ઉભો ઉભો મારી મિલકત લુંટાતાં જોતો રહ્યો.* **[નેહજુલ બલાઘા, ખુત્બા શક્શકીયા, કહેવાતો હજરત અલીનો ખુત્બો પા.૧૩૬].**

ખિલાફત, કુર્આન પ્રમાણે, સલાહ મસલતનો મુદ્દો છે. તે કોઇની મિલ્કત નથી. માનવંતા સહાબીઓને દુનિયાની વસ્તુઓની કંઇ પરવા નહોતી. આમ, હજરત અલી આવા શબ્દો બોલે જ નહીં.

પ્રિય વાચકો, હવે વાંચો એવા લોકોનું શિર્ક જે તવહીદ શિખવાડે છે. **દારૂલ ઉલુમ, દેવબંદના રિસાલા તઝકીરામાં ઇ.સ.૧૯૬૫માં** એવો દાવો કરવામાં આવ્યો હતો કે, *''જે કોઇને મેલેરીયા થયો હતો અને જેમણે 'મૌલાના' યાકુબ નાનોત્વીની કબરની માટી લઇ બાંધી હતી તેને તાત્કાલીક આરામ મળ્યો હતો.''*

જુઓ ! અલ્લાહ ઉલેમાએ દેવબંદની મજાક કરી રહ્યા છે *: તેઓમાંનો એક કુવા પાસે વુઝુ કરવા માટે ગયો. તેણે કુવામાં ડોલ ઉતારી. તે ચાંદીથી ભરાયેલી પાછી આવી. આ પાક માણસે અલ્લાહને કહ્યુ, ''મજાક ના કરો ! મારે નમાઝ પઢવામાં મોડુ થાય છે.'' તેણે ફરીથી પોતાની ડોલ નીચે ઉતારી બહાર કાઢી તો તેમાં સોનુ હતુ."* **[હવાલો ઉપર મુજબ, એપ્રિલ ૧૯૬૫].**

*કબર પુછંડીના હાડકા સિવાય બધુ જ નાશ કરી દે છે અને માણસને આ હાડકામાંથી પાછો બનાવવામાં આવશે.* **[ફતહુલ બારી ૮ :૬૮૯].**

*અલ્લાહની સોગંધ ! તમારા કામો મારી સામે સવાર સાંજ લાવવામાં આવે છે.* **[ઇમામ અહમદ રઝા બરેલવી, મલફુજાત ભાગ ૧ પા.૧૩૭].**

*ઇમામ ઇબ્ને તઇમીયા લખે છે કે હઝરત આયેશાની એ માન્યતા કે 'કબરમાં જીવન નથી હોતુ', ખોટી હતી.* **[અલ મિન્હાજ અલ વહાબીયા].**

કુર્આનની આયાતો ૩૬:૫૧-૫૨, જે ઉપર આવી ગઇ તે જુઓ.

અલ્લાહ ડો. ઉસ્માની પર રહમ કરે. તેમણે અલ્લાહના એક હોવાની અને મુસ્લીમોને મુલ્લાઓ અને સુફીઓની ચુંગાલમાંથી છોડાવવાની જેહાદની શરૂઆત કરી હતી. તેમના સરસ અવાજ અને બુલંદ લખાણોને તે જમાનાના 'ઇસ્લામી' પુરોહિતોના લશ્કરો દ્વારા દબાવી દેવામાં આવ્યા હતા (ઇ.સ. ૧૯૬૦ - ૧૯૮૦). જેવું બધાજ સત્ય અને સાચા વિચારો જોડે થાય છે તેમ ડો. ઉસ્માનીના પ્રયત્નોને પણ લાંબા સમય સુધી દબાવી ના શકાયા અને હવે તેઓ ભારત અને પાકિસ્તાનમાં સમર્થન મેળવી રહ્યા છે. તેમની રચનાઓ મસ્જીદ તવહીદ, કીમારી, કરાંચીથી મફત ઉપલબ્ધ છે. મુસ્લીમ ઉમ્મતને આવા બીજા આલીમોની જરૂર છે.

# એક સમજદાર શત્રુના અવલોકનો

પ્રિય વાચકો, મારી નજરમાં આગળ દર્શાવ્યા મુજબના ૧૦,૦૦૦થી વધુ ઉલ્લંઘનો અને અનાદરવાળા વાક્યો જોવા મળ્યા છે. થોડાક ઉદાહરણો આ પુસ્તકમાં રજુ કર્યા છે. કોઇપણ રજુઆતની બાંધછોડ વગર, સમયની જરૂરીયાત પ્રમાણે, પુસ્તક નાનુ રાખવામાં આવ્યુ છે. ચાલો, હવે આપણે એક બિનમુસ્લીમ વિદ્વાનના પુસ્તકમાં દર્શાવેલા અજમી, બહારના, માનવસર્જીત, બનાવટી અને ખોટા ધર્મ એટલે કે **'ઇસ્લામ નંબર બે'** વિષેના કેટલાક અવલોકનો જોઇએ.

> *"મારી નિખાલસ ઇચ્છા છે કે મુસ્લીમો ઇસ્લામના બંધનમાંથી આઝાદ થાય. કેવો વિચિત્ર ધર્મ છે આ ! જુઓ કે ધર્મથી ફરી જનારો માથુ ગુમાવે છે. પરંતુ બાળકીઓ જોડે લગ્ન અને સંભોગની છુટ છે. તમને સુફીઓની દરેક જગ્યાએ ચમત્કારો જોવા મળશે. મોટા કાયદાના નિષ્ણાત મુલ્લાઓ કાયદાથી બચવાના રસ્તા બતાવે છે. સ્ત્રીને મારવી એ ખરાબ સમજવામાં નથી આવતુ. તેમના ઇમામો સ્ત્રીને તેની પવિત્ર ફરજ તરીકે એવુ શિખવાડે છે કે તેણે ઘરમાં બંધ રહેવુ જોઇએ અને પોતાના પતિને ખુશ રાખવો જોઇએ. જો તે પતિ સાથે સંભોગ નકારે તો, ફરીસ્તાઓ તેને આખી રાત લાનત મોકલે છે. હું જે ઇસ્લામને જાણુ છું, તે ઇસાને ખુદા માને છે. તેઓ માને છે કે તેઓ કુંવારી માતાની કુખે પેદા થયા હતા, જીવતા ઉઠાવી લેવામાં આવ્યા છે અને તેઓ પાછા ફરશે. મુહંમદને ત્યાં સુધી એ ખબર નહોતી કે જીબ્રાઇલ તેમને મળવા આવે છે, જ્યાં સુધી તેમને ખ્રિસ્તી પાદરી અને આલીમ, વરકા બિન નવફીલે ના જણાવ્યુ કે શું થયુ અને અચરજની વાત એ છે કે આમ છતાં વરકા મહંમદની વાત પર ઇમાન ના લાવ્યો. ઇસ્લામનો નબી પોતાની ૧૧ પત્નીઓ જોડે દરરોજ રાત્રે સંભોગ કરે છે, તે વિરોધીઓના હાથ અને પગ કાપી નાખે છે, તેમની આંખો કાઢી લે છે, તેમને મરવા રણમાં છોડી દે છે, પાણી આપવાનો પણ ઇન્કાર કરે છે અને તેમને તડકામાં તડપતા મરવા માટે છોડી દે છે. આ મુર્ખતાપૂર્ણ ધર્મના લોકો એવી વાતોને પોતાની ધાર્મિકતા સમજે છે જેવીકે, ભૂતોમાં વિશ્વાસ, નજર લાગવી, તાવીજો, સંતોને નમવુ, કબરો આગળ સજદા કરવા વિગેરે વિગેરે. ઇસ્લામ એ પૃથ્વીનો સૌથી વિચિત્ર ધર્મ છે. ત્યાં સુધી કે નસીબ એ પાક્કા ઇમાનનો એક પાયો છે. છેલ્લે, તેમનો ભગવાન બદલાના મનોભાવવાળો જુલમી અને ખુબજ ગુસ્સાવાળો છે. તે ખુબ આસાનીથી ગુસ્સે થાય છે અને ઉશ્કેરાઇ જાય છે. ઇસ્લામની ફિક્હની અને હદીસની કિતાબો અશ્લીલ સાહિત્યથી ઉભરાય છે."*

શું આ વિદ્વાનના અવલોકનો મજબુત પાયો નથી ધરાવતા ? બદનસીબે, તે ફક્ત નંબર બે ઇસ્લામ જ જાણે છે, જે મુલ્લાઓ અને સુફીઓ ફેલાવે છે. ખાસ નોંધ લેવી કે આ વિદ્વાન પોતાની ઓળખ જાહેર કરવા નથી ઇચ્છતા. આ વિદ્વાન 'ઇસ્લામના મુજરીમો' પુસ્તકની પ્રત વાંચ્યા પછી પોતાની માન્યતાઓ ફરીથી ચકાસી રહ્યા છે. **(અલહમ્દુલિલ્લાહ, તેમણે મારા ફક્ત બે પુસ્તકોના અભ્યાસ પછી ૨૦૦૫માં ઇસ્લામ અંગીકાર કરી લીધો છે.)**

# શુરા (સલાહકાર સમિતિ) ૧૯૯૯ - ૨૦૦૦

'ઇસ્લામ નંબર બે' વિષેની ગંભીર સમસ્યાઓના ઉકેલ શોધવા માટે સમર્પિત એક 'શુરા' ભરાઇ હતી. આ 'શુરા' એક મહત્ત્વની યોજના પર એકમત થઇ અને તેના પરીણામ સ્વરૂપ આ પુસ્તક તમારા હાથમાં છે.

અમે આશા રાખીએ છીએ કે 'ઇસ્લામના મુજરીમો' સફળતાપૂર્વક 'પવિત્ર' જુઠ્ઠાણાઓને ફેલાતા અટકાવશે. અમે એ પણ આશા રાખીએ છીએ કે, મુસ્લીમો આ પુસ્તક વાંચ્યા પછી, દરેક કહેવાતા 'ઇસ્લામીક' પુસ્તકોને કુર્આનની રોશનીમાં ચકાસવાની આદત પાડશે, કારણકે કુર્આન અલ્લાહ દ્વારા નિમાયેલો છેલ્લો માપદંડ 'અલ ફુરકાન' છે.

અમે ઇચ્છીએ છીએ કે મોટી ઇસ્લામીક સંસ્થાઓ અને મુસ્લીમ સરકારો આપણા કહેવાતા આ પવિત્ર પુસ્તકોમાંથી દરેક અશ્લીલ અને અણછાજતી વાતો દુર કરવા જરૂરી પગલાં ભરે.

આ શુરાના સભ્યો એવા સ્ત્રી અને પુરૂષો છે, જેઓ પ્રામણિક અને બુદ્ધિમાન જાણકારો છે. તેઓ એવા સમર્પિત મુસ્લીમો છે જે કોઇ ફિરકામાં નથી માનતા. તેઓ સંપુર્ણપણે જાણે છે કે ઇસ્લામ જ માનવ જાતિના ભવિષ્ય માટે એકમાત્ર આશાનુ કિરણ છે અને કુર્આન એ માનવ જાતિ માટેનુ અંતિમ માર્ગદર્શન છે.

**આ શુરાના સભ્યોના મંતવ્યો જોઇએ:**

**અલ્લામા ઝીશાન કાદરી નકશબંદી**: અમારા નબી(સ)ની ઇજ્જત અમારા દિલોને ખુબજ વહાલી છે. આ ગંદવાડને ખુલ્લુ પાડવાના કામ માટે આપણે જરા પણ શરમ ન રાખવી જોઇએ, એ પુસ્તકોના લેખકોની કે તેમણે લખેલા કહેવાતા પવિત્ર પુસ્તકોની. પછી ભલેને તે મરી પરવાર્યા હોય કે જીવતા હોય. તેમણે અલ્લાહના છેલ્લા નબીની બદનક્ષી કરી છે. ભલેને તે કોઇ ઇમામ, સુફી, સંત, વલી, ફાકિહ કે ઇતિહાસકાર હોય, તેમને માનવ જાતિના સૌથી મહાન શિક્ષકના વ્યક્તિત્વની મજાક ઉડાવવાની છુટ ના આપવી જોઇએ. કોઇપણ હદીસ જે કુર્આનને, નબી(સ)ને કે તેમના સહાબીઓને ઉતારી પાડે કે પછી એકદમ બકવાસ અને બુદ્ધિહીન વાત શિખવાડે છે, તેને દુષ્ટ અને ઉપજાવી કાઢેલી ગણવી જોઇએ, પછી ભલેને તેને કોઇપણ વ્યક્તિએ કોઇપણ બહાના હેઠળ કેમ ના લખી હોય કે ગમે તેટલો મહાન કેમ ના હોય.

**ડૉ. શુજાઉદ્દીન કિરમાની**: એકદમ સહમત છું કે આપણી એ નૈતિક ફરજ છે કે આપણે આપણા ભાઇ બહેનોને જણાવીએ કે શું ચાલી રહ્યુ છે. શું તેઓને એ જાણવાનો અધિકાર નથી, જે આપણે જોયુ છે અને જાણ્યું છે ? મને નવાઇ લાગે છે કે શા માટે આપણી અગાઉની પેઢીઓએ આ બધુ ચુપચાપ જોયા કર્યુ ?

**સરદાર હુસૈન 'વકીલ'**: તે લોકો શા માટે ચુપ રહ્યા ? મારી ઇચ્છા છે કે આ મહત્વનો સવાલ શૈખુલ હદીસ મુફ્તી મુહંમદ ઇર્શાદ નિઝામીને પુછું. મને ડર છે કે એકદમ સાચા હવાલા અને સાચી નિયત હોવા છતાં, આ પુસ્તક ખૂબજ શત્રુતાપૂર્ણ પ્રતિક્રિયા ઉપજાવશે. આ એટલા માટે કે 'ઇમામો'નુ આંધળુ અનુકરણ કરનારા લોકો અતિ ભાવનાશીલ અને એકદમ ઓછી સહન શક્તિવાળા હોય છે. તેઓ આ માહિતિ સભર પુસ્તક પાછળની નિખાલસતા અને ભવિષ્યમાં થનારા ફાયદાને નહીં સમજી શકે.

**કારી ગુલામ મુહંમદ**: જો 'ઇસ્લામના મુજરીમો' પુસ્તક નહીં છપાય તો, આ પ્રકારનુ બીજુ પુસ્તક આવતા હજાર વર્ષ સુધી નહીં છપાય. આવું પુસ્તક છેલ્લા હજાર વર્ષમાં નથી લખાયુ.

**હકીમ સઆદત હસન કારશી**: આપણે એ વાતનુ ધ્યાન રાખવુ જોઇએ કે સત્ય છુપાવવુ કુર્આન પ્રમાણે ગુનો બને છે. આપણે ફક્ત સાચી બાબત પહોંચાડીએ અને પરિણામ અલ્લાહ ઉપર છોડીએ. આપણે માર્ગદર્શન પામેલા મુસ્લીમ ભાઇબહેનોને તેમના પોતાના નિર્ણય પર પહોંચવા દઇએ. અલ્લાહના નિયમ મુજબ, સત્યનો જ વિજય થાય છે.

**<u>ડો. મુસદ્દાક હુસૈન ફારૂકી</u>**: આ પુસ્તકની પ્રતને તપાસીને અને ઘણા હવાલાઓ ચકાસીને, હું એ નિર્ણય પર પહોંચ્યો છું કે આપણા ધાર્મિક પુસ્તકોમાં થયેલો આ અપરાધ એ કોઇ બિનમુસ્લીમોની ચાલ નહોતી. આપણા જ ઇતિહાસકારો, હદીસોનુ સંકલન કરનારા ઇમામો અને મુહદ્દીષો તથા રિવાયતકારો એટલા સાવચેત નહોતા જેટલા તેમણે હોવુ જોઇતુ હતુ. આપણી અંદર ઇસ્લામ પરનુ આ કલંક દુર કરવાની હિંમત હોવી જોઇએ. આ એટલા માટે જરૂરી છે કે આપણી નવી પેઢી કે જે સત્ય અને અસત્યમાં ભેદ કરવામાં થાપ ખાઇ, ઇસ્લામથી દુર ન થઇ જાય.

**<u>શ્રીમતિ મુખ્તાર બેગમ</u>** : મારો વિચાર છે કે આ પુસ્તક ઇસ્લામની બહુ મોટી સેવા ગણાશે. આપણને મુસ્લીમ તરીકે એક મોટો ફાયદો છે, જે દુનિયાના બીજા લોકો પાસે નથી. અલ્લાહે આપણી ઉપર છેલ્લો માપદંડ ઉતાર્યો છે. આપણે ખુબજ સરળ રીતે 'ઇસ્લામીક' રિવાયતો, રીવાજો અને વાક્યોને સમયથી મુક્ત કિતાબ 'કુર્આન'થી ચકાસી શકીએ છીએ. કોઇપણ બાબત જો આ ચકાસણીમાં નિષ્ફળ જાય, તો તેને રદ્ કરી શકાય, પછી ભલેને તે બાબત કોઇપણ વ્યક્તિએ ગમે તે સમયે કેમ ના લખી હોય.

**<u>ઇમામ સૈયદ મુહંમદ અન્નુરી</u>**: દરેક સમજદાર મુસ્લીમે, કેટલાક પ્રસંગોએ, બકવાસ જેવી વાતો ઇસ્લામના પ્રખ્યાત પુસ્તકોમાં લખી છે. આ પહેલી વખત છે કે જ્યારે આ પ્રકારનો કચરો પ્રકાશમાં લાવવામાં આવી રહ્યો છે. આ પુસ્તક મુસ્લીમોને અલ્લાહની કિતાબ તરફ પાછા વળવા માટે પ્રોત્સાહન પુરૂં પાડશે. તે તેમને તેમના રીવાજોની સત્યતા ચકાસવા માટે પ્રેરણા આપશે. જે લોકોને અલ્લાહે ખુલ્લા દિમાગ આપ્યા છે તેઓને આ પુસ્તક ખુબજ ગમશે અને તેઓ જાગ્યા હોવાનો અનુભવ કરશે. જે લોકો પોતાની અગાઉથી માની લીધેલી માન્યતાઓના કોચલામાં જ સહી સલામત રહેવા માગતા હોય, તેમણે આ પુસ્તકથી દુર રહેવુ જોઇએ. હું સલાહ આપુ છુ કે પુસ્તકના મુખપૃષ્ઠ પર જ જાહેર કરવુ કે : **"ફક્ત ખુલ્લા મનના વાંચકો માટે જ."**

**<u>ખતિબ અલ મુહદ્દીસ મુહંમદ જાફરી</u>**: એકદમ સત્ય ! આવી ચેતવણી મુખપૃષ્ઠ પર હોવી જ જોઇએ. મને ઘણી વખત વિચાર આવે છે કે મુસ્લીમ આલીમોએ કેમ આ મહત્ત્વનો મુદ્દો નજર અંદાજ કર્યો છે ? મેં હજુ સુધી 'ઇસ્લામના મુજરીમો' જેવી અસરકારક પુસ્તીકા જોઇ નથી. હું દુઆ કરૂં છું કે આપણા આલીમો અને સામાન્ય લોકો આ વિચિત્ર પરિસ્થિતિથી જાણકાર બને, ખોટી ઉપજાવી કાઢેલી બાબતોને રદ્ કરે અને ઇસ્લામનુ સાચુ દિવ્ય સ્વરૂપ સમજે.

**<u>શેખુલ હદીસ મુફ્તી મુહંમદ ઇર્શાદ નિઝામી</u>**: વકીલ સાહેબ સરદાર હુસૈને મને ખુબ જ મહત્ત્વપૂર્ણ સવાલ પુછયો છે. મારો વિચાર એ છે કે ઘણા કારણો છે જેના માટે આલીમોએ આ ભયંકર મુદ્દા પર અત્યારે ધ્યાન આપવુ જોઇએ કે જે સદીઓથી અવગણાયેલ છે. હા, એ સત્ય છે કે ગણાય નહીં એટલી અપમાનજનક વાતો આ પુસ્તકોમાં લખાયેલી છે.

- *લાગે છે કે ભુતકાળમાં બીજી જવાબદારીઓના કારણે આલીમો આ બાબતે ધ્યાન આપી શક્યા નહીં હોય.*
- *ઘણા બુદ્ધિશાળી લોકો આ પુસ્તકોમાંના બકવાસને વિચાર્યા વગર વાંચી ગયા હશે.*
- *ઘણા ચિંતીત મુસ્લીમો કે જેમણે આ બકવાસ જોયો હશે, તેઓ ફતવા કે નાત બહાર થવાના ડર કે મૃત્યુના ભયથી ચુપ રહ્યા હશે.*
- *આપણો ઇતિહાસ રાજાઓ, આપખુદ્શાહી, પૈસાદાર ભદ્ર વર્ગ અને સરકારી મુલ્લાઓ દ્વારા લોહીથી લાલ કરી નાખવામાં આવેલો છે. તેમણે દરેક બુદ્ધિશાળી અવાજને ચુપ કરી દેવા દરેક પ્રકારના રસ્તા અજમાવ્યા હતા. જેવાકે : પથ્થર મારીને મારી નાખવા, હિંસા કરવી, ટોળાઓનો ઉપયોગ કરી ફાંસી આપવી, સુળીએ ચઢાવવા. તેઓએ આ બધુ પોતાના હિત માટે કર્યું હતુ કારણકે કુર્આન મનુષ્યોમાં સમાનતા ફેલાવે છે અને એ રીતે તે આ લોકોના એશો આરામ, મહેલો, સ્ત્રીઓથી ઉભરાતા જનાનખાનાઓ, ગુલામી પ્રથા અને ગરીબોના શોષણના દરવાજા બંધ કરી દે છે. આમ સામાન્ય રીતે, કુર્આન સંકટમાં મૂકાતુ હોવા છતાં, અસહમત થનારાઓ સાથે કોઇ સહનશીલતા દર્શાવવામાં આવી નહોતી. ધમકીઓ, હાની, જુલ્મ, અપહરણ અને હત્યાઓ 'ઇસ્લામીક રાજ્ય'માં ઇ.સ.૯૦૦ થી ૧૭૦૦ સુધી ચાલતા હતા. રાજકીય અને ભૌતિક ફાયદાઓ માટે ફિરકાવાદી માન્યતાઓ મુસ્લીમો ઉપર થોપી દેવામાં આવી હતી.*

- *ઘણા મુસ્લીમો અર્ધજાગ્રત મનમાં એમ માને છે કે તેમના જુનવાણી ઇમામો અને મુહાદ્દીસો કદી ભુલ ના કરે એવા હતા. આથી, તેમના દ્વારા અપાયેલ કોઈપણ વાત કે તેમના નામે બોલાતી વાતો સ્વીકારી લેવી જોઇએ.*
- *સૌથી મોટી ભુલ હદીસો અને રિવાયતોને ચકાસવાની પદ્ધતિમાં છે. અલ્લાહના શબ્દોને બાજુ પર મુકી, આપણે જેને ચકાસવા અશક્ય છે તેવા ઇતિહાસકારોની હદીસો પાછળ પડયા છીએ. આપણા આલીમોનો ધ્યેય રિવાયત કરનારાઓની સત્યતા સાબિત કરવાનો જ છે. બધાજ ફિરકાના મુસ્લીમોના પોતાના રિવાયતકારો છે. આ અવ્યવસ્થાનો અંત લાવી મુસ્લીમોમાં એકતા સ્થાપવી જરૂરી છે. તાત્કાલીક ઉકેલ માટે, રિવાયતો અને હદીસો ચકાસવા માટે કુર્આનને જ એકમાત્ર નિર્ણાયક ગણવુ જોઇએ.*
- *બીજો એક ચકાસણીનો મુદ્દો એ પણ હોવો જોઇએ કે આ રિવાયતોમાં શું લખેલુ છે ? શું તે અર્થસભર છે ? શું તે નબી(સ) અને તેમના સહબીઓનુ અપમાન કરે છે ? શું તેઓ અશ્લીલ છે ?*

**<u>બતુલ સુલ્તાના આગા</u>** : મને આ વિશ્લેષણ ગમ્યુ. આપણે બધાજ જાણીએ છીએ કે આપણા કેટલાક 'મહાન' ઐતિહાસિક આલીમો આપખુદ રાજાઓ જોડે સત્તાના રાજકારણથી જોડાયેલા હતા. તેઓએ પોતાના સમયના રાજાઓને ખુશ કરવા માટે હદીસો અને વાર્તાઓ ઉપજાવી કાઢી હતી. આજે પણ, એ વાત ખતરાથી ખાલી નથી કે મુખ્ય રીતે પ્રચલિત વિચારોની વિરૂદ્ધમાં કોઇ મુસ્લીમ દેશમાં અવાજ ઉઠાવવો. મારો કહેવાનો અર્થ એ છે કે ધાર્મિક કટ્ટરવાદીઓના હાથે મરવાનો વારો આવે. છતાંપણ, 'ઇસ્લામના મુજરીમો' પુસ્તક આ બાબતોને ખુલ્લી પાડશે :

- *જુનવાણી 'આલીમો'ના રાજકીય હેતુઓ,*
- *તેમનો ઘમંડ,*
- *નબી(સ) અને તેમના સહાબીઓ વિરૂદ્ધની તેમની ઇર્ષાવૃતિ,*
- *સુફીઓનો પોતાને અલ્લાહ બનાવવાનો વિચિત્ર શોખ,*
- *અને છેલ્લે, એવા બિનમુસ્લીમો કે જેઓ નકલી મુસ્લીમ નામો રાખી ઉપજાવેલી વાર્તાઓ ફેલાવતા હતા. પરંતુ મારા નમ્ર વિચાર મુજબ, આ ફક્ત એક નાનો ભાગ હતો અને તે પણ હજાર વર્ષ પહેલાંના સમય પુરતો સિમિત હતો. હું આપણી વચ્ચેજ અને આપણા જ વર્ગમાં શત્રુઓ જોઉ છું.*

**<u>રૂઆબ અકીલ નકવી</u>** : હું બહેન બતુલ જોડે સો ટકા સંમત છુ. આપણા પુસ્તકોમાંના દુ:ખદ લેખો જ બધા ફિરકાવાદ અને દુર્દશાનુ એક કારણ છે. હું વિચારૂ છુ કે 'ઇસ્લામના મુજરીમો' પુસ્તક એ આ પુસ્તકોને પવિત્ર કરવાનુ પહેલુ પગથિયુ છે. આનાથી આપણા ધાર્મિક પુસ્તકોને કુર્આન દ્વારા અને બુદ્ધિપુર્વક ચકાસણી કરવાનુ મહત્ત્વ સમજવા મળશે.

**<u>એક છુપી વાત, ઇ.સ.૨૦૦૭</u>** : ઇ.સ.૧૯૯૯થી અત્યાર સુધીના વર્ષોમાં, અમારી આશાઓ કે મુસ્લીમ ઉલેમાઓ અને 'ઇસ્લામીક' સરકારો અને સંસ્થાઓ આ ભયંકર મુદ્દા પર કાંઇક પગલાં ભરશે, એ બિલકુલ ઠગારી નિવડી છે. પરંતુ, 'ઇસ્લામના મુજરીમો' પુસ્તક આખી દુનિયામાં અસર કરી રહ્યુ છે. આ પુસ્તકનુ બુદ્ધિશાળી, જવાબદાર અને નિસ્વાર્થ મુસ્લીમો દ્વારા ૧૧ ભાષાઓમાં અનુવાદ કરવામાં આવ્યુ છે અને તેણે ૬ કરોડ મુસ્લીમોને 'બેનંબરી ઇસ્લામ'થી 'કુર્આની ઇસ્લામ' તરફ લાવવામાં મદદ કરી છે. 'અલહમ્દુલિલ્લાહ !'

# <u>સવાલ - જવાબ</u>

'ક્રિમીનલ્સ ઓફ ઇસ્લામ' એ અંગેજી આવૃતિ છે અને ડો. શબ્બિર અહમદના ઉર્દુ પુસ્તક 'ઇસ્લામ કે મુજરીમ'નુ અંગ્રજી ભાષાંતર નથી. ઉર્દુ આવૃતિ દુનિયાના હજારો વાંચકો સુધી પહોચી છે. અમને અમારા વાચકગણ પાસેથી મહત્વની પ્રતિક્રિયાઓ મળી છે.

આ પુસ્તકમાં અમે વાચકોને વાયદો કર્યો હતો કે જો આ પુસ્તકના ૧૦% વાચકો પણ એ મંતવ્ય પર પહોંચશે કે આ પુસ્તકથી મુસ્લીમ ઉમ્મતને ફાયદા કરતાં નુકશાન વધુ થશે, તો અમે તેનુ પ્રકાશન બંધ કરી દઇશુ. એક ઉડતી નજરે જોતાં, અમને મળેલા આંકડા એ દર્શાવે છે કે ૯૮% વાંચકોએ, શિયા હોય કે સુન્ની, આ પુસ્તકનુ સમર્થન કર્યુ છે. ફક્ત ૨% લોકોએ તેનો સખત વિરોધ કર્યો છે. વાચકોને એક ચિતાર આપવા માટે કેટલાક સામાન્ય રીતે પુછાતા સવાલ અને તેના જવાબ નીચે રજુ કર્યા છે.

### <u>પ્રશ્ન : આ પુસ્તકનો હેતુ શું છે ?</u>

<u>જવાબ :</u> ઘણા બધા હેતુઓ છે, જેવાકે :

- *આપણા ભાઇબહેનોને માહિતગાર કરવા કે ઇસ્લામ શું નથી.*
- *નુકશાનકારક સામાજીક રીત રિવાજોથી છુટકારો મેળવવો, જે આપણા પુસ્તકો દ્રારા ઇસ્લામના વેશમાં ફેલાવવામાં આવેલા છે.*
- *ઇસ્લામ વિરૂદ્ધના ષડયંત્રથી લોકોને માહિતગાર કરવા.*
- *આપણી નવી પેઢીને સાચા અને માનવ નિર્મિત ઇસ્લામનો ભેદ બતાવવો.*
- *યુવાનો અને બિનમુસ્લીમો દ્વારા ઇસ્લામ પર ઉઠાવવામાં આવતા વાંધાઓનો જવાબ આપવો.*
- *અલ્લાહ, રસુલ, ઇમામો, ઇસ્લામ, શરીયત અને સુન્નતના નામે દર્શાવવામાં આવતી બાબાતોને કુર્આનના પ્રકાશમાં ચકાસવાની આદતને ઉત્તેજન આપવું.*

### <u>પ્રશ્ન : આ પુસ્તકના વિરોધીઓ શું કહે છે ?</u>

<u>જવાબ :</u> સામાન્ય રીતે નીચે દર્શાવેલા વાંધાઓ રજુ કરવામાં આવે છે. જેના જવાબો પણ આપ્યા છે.

- *આપણે કેમ આ કચરાને સંતાયેલો ના રાખી શકીએ ?*

  જવાબ એ છે કે તે ગંધાય છે ! વધુમાં, અજ્ઞાની મુલ્લાઓ પોતાના બયાનોમાં કહેતા ફરે છે અને કિતાબોમાં રોફ મારવા માટે લખે છે. આ સાહિત્ય આપણે સમજીએ તેટલુ છુપાયેલુ નથી. ઇસ્લામના વિરોધીઓએ આ વાતોને લઇને હજારો પુસ્તકો લખ્યા છે.

- *લોકોનો વિશ્વાસ ઉઠી જશે.*

  જવાબ એ છે કે તેમનુ ઇમાન કુર્આન અને નબી(સ) ઉપર ઉતરેલા સમજદારી ભર્યા ઇસ્લામને લીધે મજબુત થશે. તે કમજોર તો ત્યારે થશે જ્યારે આવી બુદ્ધિહીન વાતો અને બકવાસ, જે માનવ બુદ્ધિ માટે કલંક સમાન છે અને નબી(સ) અને તેમના સહાબીઓ વિષેની અપમાનજનક, તે આ મુલ્લાઓ અને સુફીઓ દ્વારા સંસ્કૃતિમાં ફેલાશે.

- *આપને શા માટે સુફીઓ અને મુલ્લાઓ પરનો વિશ્વાસ કમજોર કરવો જોઇએ ?*

**જવાબ એ છે કે મોટા ભાગના મુલ્લાઓ (અહબાર) અને સુફીઓ (રહબાન) લોકોનુ ધન ખોટી રીતે ખાઇ જાય છે અને તેમને અલ્લાહના માર્ગથી ભટકાવે છે. [કુર્આન ૯ઃ૩૪].**

- *મુલ્લાઓ અને સુફીઓ કેવી રીતે અલ્લાહના રસ્તામાં ઉભા છે?*

  જવાબ એ છે કે તેઓ ફિરકાવાદને ઉત્તેજન આપે છે, મુસ્લીમોને ગુમરાહ થયેલા પુર્વજોના રસ્તે આંખો બંધ કરીને ચાલવાનુ કહે છે, અલ્લાહના શબ્દો કરતાં માણસોના શબ્દોને વધુ મહત્ત્વ આપે છે, એવી સમાજ રચના આપે છે જે માણસોના અને ખાસ કરીને સ્ત્રીઓના હક્કો કે જે કુર્આને આપ્યા છે તેનું ખંડન કરે છે અને તેઓ માનવ શક્તિઓને અંધશ્રદ્ધા, નસીબવાદ અને ધાર્મીક વિધિઓ તરફ દોરી બીજી દિશામાં લઇ જાય છે.

## પ્રશ્નઃ કેટલાક એવુ વિચારશે કે તમારૂ પુસ્તક ઇસ્લામ વિરોધીઓને સરંજામ પુરો પાડશે.

જવાબ: આ સરંજામ તેમની પાસે છે જ અને ભરપુર પ્રમાણમાં છે. પાછલી કેટલીક સદીઓથી હજારો મિશનરીઓ અને ઇતિહાસકારોએ ઇસ્લામ ઉપર હુમલાઓ કર્યા છે; એવા જ વાકયોનો ઉપયોગ કરીને જે આ પુસ્તકમાં લેવામાં આવ્યા છે. તેઓ માટે આપણી ઇતિહાસની કિતાબો અને ઉપજાવેલી હદીસો મેળવવી સરળ છે. એક તાજુ જ ઉદાહરણ 'વાય આઇ એમ નોટ મુસ્લીમ' પુસ્તક છે. જે ઇ.સ. ૧૯૯૫માં પ્રકાશિત થયુ હતુ. આપણી પાસે આવા પુસ્તકોનો કોઇ વ્યવસ્થિત અને અસરકારક જવાબ નથી. 'ઇસ્લામના મુજરીમો' પુસ્તક દ્વારા આપણે તેમને બતાવી શકીએ છીએ કે તેઓ બનાવટી, અજમી, માનવ સર્જીત, 'ઇસ્લામ નંબર બે' પર હુમલો કરી રહ્યા છે જે ઇસ્લામ અને માનવજાત માટે શાપ છે. બીજી બાજુ, સાચો ઇસ્લામ આખી માનવજાત માટે આર્શીવાદ સમાન છે.

## પ્રશ્નઃ તમને કેમ લાગે છે કે આ પુસ્તક ઇસ્લામના ટીકાકારો માટે અસરકારક જવાબ છે?

જવાબ: એટલા માટે કે જે બાબાતોનો ઉપયોગ તેઓ ઇસ્લામ પર હુમલો કરવા માટે કરે છે તે બાબતોને આ પુસ્તક જુઠ્ઠાણા છે એમ દર્શાવે છે.

## પ્રશ્નઃ આ પુસ્તકની ઉર્દુ રજુઆતના કટ્ટર વિરોધીઓ કોણ છે?

જવાબ: મુલ્લાઓ અને બીજા બંધ મગજના લોકો.

## પ્રશ્નઃ કોઇ આશાસ્પદ પ્રતિક્રિયાઓ?

જવાબ: માની ના શકાય એવી! અસંખ્ય લોકોએ પોતાના વિચારો નીચે મુજબ પ્રગટ કર્યા છે:

- *હું સુઇ ગયો હતો. આ પુસ્તકે મને જગાડયો.*
- *મારી ઇચ્છા છે કે કાશ! આ કામ સદીઓ પહેલાં થયુ હોત.*
- *મારી ઇચ્છા છે કે કાશ! આ કામ મેં કર્યુ હોત.*
- *મુસ્લીમો આ કાર્યના ઋણી રહેશે.*

- *ઇસ્લામ સ્વીકારવાના મારા રસ્તામાં ઘણા સૈદ્ધાંતિક અવરોધ હતા. આ અવરોધ 'ઇસ્લામના મુજરીમો' પુસ્તક દ્વારા દુર થઇ ગયા.*
- *ઇસ્લામમાં મારો વિશ્વાસ કહેવાતા ઇસ્લામીક પુસ્તકોમાં આપેલા બકવાસ જેવા ઇતિહાસ અને હદીસોને લીધે હચમચી ગયો હતો. આ પુસ્તક વાંચ્યા પછી, મારૂ ઇમાન પહેલાં કરતાં વધારે પાકું થઇ ગયું.*
- *મને હંમેશાં લાગતુ હતુ કે ઇસ્લામમાં ચોક્કસ કોઇ ગંભીર ગરબડ છે. હવે મને ખબર પડી તે શું છે.*
- *મને ખબર જ નહોતી કે મારી નિરાશા કેવી રીતે વ્યક્ત કરવી. હવે મારી પાસે અવાજ છે, એક સંતુષ્ટ મગજ છે અને દિલ ખુશ છે. આ પુસ્તકે મને મારી આજુબાજુના લોકો સુધી સત્ય પહોંચાડવાની તક આપી છે.*
- *મારૂ ઇમાન હવે એકદમ પાકું થઇ ગયુ છે કે ઇસ્લામ જ સાચો રસ્તો છે.*
- *આ પુસ્તકે મારો જીવ બચાવી લીધો. આ પુસ્તક વાંચતાં પહેલાં મારો સમય, મારૂ ધન અને મારી શક્તિ સુફીઓની મજારો અને મુલ્લાઓ દ્વારા થતી ધાર્મિક વિધિઓમાં જ વપરાતી હતી.*

## પ્રશ્ન : શું નબીઓ અને તેમના અનુયાયીઓ છેવટે તો માણસો જ હતાને ?

જવાબ : બિલકુલ ! કુર્આન કહે છે કે બધાજ નબીઓ માનવો જ હતા. છતાંપણ, તેઓ માનવજાત માટે નમુનારૂપ હતા. તેઓએ કયારેય અલ્લાહના નિયમોને તોડ્યા નથી. 'ઇસ્લામના મુજરીમો'એ અલ્લાહના નબીઓને પણ મોટા મોટા ગુના કરતા દર્શાવવામાં કોઇ કમી રાખી નથી. અરે ! અલ્લાહથી ડરતો એક સામાન્ય માણસ પણ ના કરે તેવા કારનામા આ મુજરીમોએ કર્યા છે. તેઓએ તદ્દન ખોટા ગુનાઓ અને કાર્યો નબીઓ અને તેમના સહાબીઓને માથે ચઢાવી દીધા છે.

## પ્રશ્ન : આપણા આલીમો કેમ જાગતા નથી ?

જવાબ : તેમની મદ્રેશાઓ અને દારૂલ ઉલુમોની શિક્ષા પદ્ધતિ અને વાતાવરણ તેમને સ્વતંત્ર વિચારોથી રોકે છે. તેથી, તેમના મગજો કોઇપણ બુદ્ધિપુર્વકની વાત સ્વીકારતા નથી. આંધળુ અનુકરણ જ મુસ્લીમોનો સૌથી મોટો નિયમ છે. તેમની કુર્આન વિરૂદ્ધની ખોટી માન્યતાઓને કારણે મરેલા મુલ્લાઓ અને સુફીઓની પવિત્ર આભા પર અસર કરતી કોઇપણ ધમકીને પોતાની લાગણીઓના સુરક્ષિત કોચલાની સલામતી માટે ભયરૂપ માને છે.

## પ્રશ્ન : શું તમે માનો છો કે જે અસત્યની જાળી ઇસ્લામ અને કુર્આનની ફરતે વિંટળાયેલી છે, તે જ મુસ્લીમોની પડતીનુ કારણ છે ?

જવાબ : જી, બિલકુલ તે જ કારણ છે. આ બાબતે શંકાને કોઇ સ્થાન નથી.

## પ્રશ્ન : શું તમને લોકોના મન દુભાવવાનો ડર નથી ?

જવાબ : આ એક એલાન છે કુર્આન તરફ પાછા ફરવા માટેનુ. તે 'જીહાદ એ કબીરા' છે. પછી ડર શાનો ?

> **કુર્આન - આયાત ૨૫ :૫૨ "તો પછી, ઇન્કાર કરવાવાળાઓને ગમશે કે નહીં તેની ચિંતા છોડી દો અને તેમની સામે 'જીહાદ એ કબીરા' કરો, આના (કુર્આન) દ્વારા અને પ્રબળ સંઘર્ષ કરો."**

**<u>પ્રશ્ન : શું ગઝાલી, જીલાની, બુખારી, રૂમી વિગેરે ઇસ્લામને સારી રીતે જાણતા નહોતા ?</u>**

<u>જવાબ :</u> કદાચ જાણતા હતા. પરંતુ તેમના પુસ્તકો જુઓ. કોણે કેવો કચરો પેદા કર્યો છે ?

**<u>પ્રશ્ન : જો આપણે આ મહાન નામો પર વિશ્વાસ ના કરી શકીએ, તો કોની ઉપર કરવો ?</u>**

<u>જવાબ :</u> કુર્આન ઉપર. ચકાસણી હંમેશાં કુર્આન પ્રમાણે જ થાય.

**<u>પ્રશ્ન : શું સુન્નત જરૂરી નથી ?</u>**

<u>જવાબ :</u> સુન્નત, હા. અપમાન, ના. યાદ રાખો કે દરેક ફિરકાની સુન્નતો બીજા કરતાં અલગ હોય છે. આજ કારણ છે કે હજરત આયેશાએ જણાવ્યુ હતુ કે 'નબી(સ)નુ વ્યક્તિત્વ બીજું કંઇ નહીં, પરંતુ કુર્આન જ હતુ.' સુન્નતની અરબોની ૧૪૦૦ વર્ષની સંસ્કૃતિ સાથે ભેળસેળ કરવી ના જોઇએ. એકદમ સાચી સુન્નતો એટલે કે નબી(સ)ના અસાધારણ સ્વભાવ અને કાર્યો વિષેની માહિતિ કુર્આનમાં વિસ્તારથી આપવામાં આવી છે. છતાંપણ, આપણે નબી(સ)ની હદીસો અને રિવાયતોને કુર્આનની એરણ ઉપર ચકાસવી જોઇએ અને જે ખરી ઉતરે તેને સ્વીકારતાં ખચકાવુ ના જોઇએ.

**<u>પ્રશ્ન : હું એ વાત સાથે સહમત છું કે મુસ્લીમોમાં ઘણી બિન કુર્આની માન્યતાઓ અને રીવાજો જોવા મળે છે. શું આમાંના થોડા ઉદાહરણો આપી શકશો ?</u>**

<u>જવાબ :</u> ભવિષ્ય જોવુ, નસીબ જોવુ, ફાલ લેવો, અપશુકન, તાવિજ, નજર લાગવી, ભુત - પિશાચમાં માનવુ, વ્યક્તિ પૂજા, ઇલ્મે ગેબ એટલે કે દ્રષ્ટિ બહારની બાબતો જાણવાની અલૌકીક શકિત, જાદુઇ વિજ્ઞાન, સપનાના ઉપજાવી કાઢેલા અર્થો, ભાગ્યશાળી આંકડાઓ, ભાગ્યશાળી પથ્થરો, ધ્યાન વગરની ખાલી નમાઝો, રાશીઓમાં વિશ્વાસ, ધાર્મિક ક્રિયાકાંડમાં આંધળો વિશ્વાસ, ખાસ તારાઓનુ મહત્ત્વ અને રક્ષા કરનાર ઇમામો, કબરો પર માંગવુ, અલૌકીક વાતોમાં વિશ્વાસ, અદ્રશ્ય તાકાતોવાળા જીન્નોમાં વિશ્વાસ, સમજ્યા વગરનુ કુર્આનનુ પઠન, શયતાનને અલગ વ્યક્તિત્વ ગણવુ અને ના કે પોતાની સ્વાર્થી ઇચ્છાઓને શયતાન માનવી, કુર્આનની આયાતોને બિમારીઓના ઇલાજ માટે બાંધવી કે પીવી, માણસ પર જીન્નના વળગાડમાં માનવુ, વળગાડ માટેની ક્રિયાઓ, જાદુ કરવુ કે હટાવવુ, વિગેરે, વિગેરે. વધુ ઊંડાઇમાં ગયા વગર ગણી પણ ના શકાય તેટલી માન્યતાઓ છે.

**<u>પ્રશ્ન : મારે કેવી રીતે ઇતિહાસ, હદીસો, રિવાયતોની ચકાસણી કરવી ?</u>**

<u>જવાબ :</u> આ પુસ્તકમાં આપવામાં આવેલો આગળનો મુદ્દો 'જાતે સમર્થ બનો' જુઓ.

# પુસ્તકનુ સમાપન અને તમારૂ ચિંતન શરૂ...

પ્રિય વાચકો, શું તમે જોયુ કે ઇસ્લામની કહેવાતી પવિત્ર કિતાબો કાલ્પનિક વાતો અને વાર્તાઓ દ્વારા કેવી રીતે ઇસ્લામનુ એક જુદુ જ અને ખોટુ ચિત્ર રજુ કરે છે? જો આપણી ઇચ્છા હોય કે આપણી નવી પેઢીઓ અને બિનમુસ્લીમોને ઇસ્લામ આકર્ષક લાગે, તો આપણે એક બહુજ મુશ્કેલ કામ કરવુ પડશે. આપણે સોનાને માટીથી અલગ કરવુ પડશે. આપણે સમજવું જ પડશે કે અમુક સત્ય વાતોનો સામનો કરવાનુ કામ બહુજ અઘરૂ છે અને આપણે તેને નકારવા તરફ ઢળીશું. પણ આ નકાર અને તેના વડે ઉત્પન્ન થતી નિષ્ક્રિયતા ફક્ત એક જ વાતની ખાતરી આપે છે કે આ મુશ્કેલી વધતી જ જશે.

# મુન્કીર-એ-હદીસ કે મુન્કીર-એ-કુર્આન?

અલ્લાહે પોતાની કિતાબને સાચવવાની ખાત્રી આપેલી છે. તો પછી તેણે કેમ આ કહેવાતી કુર્આન સમજવાની ચાવીઓરૂપ કિતાબોને ના સાચવી? અલ્લાહ આપણને એટલી બુદ્ધિ આપે કે 'આપણે સમજી શકીએ કે આ માનવ સર્જીત કિતાબો કુર્આનની ચાવીઓ ના હોઇ શકે.' આખા ઇતિહાસમાં, જે પણ સમજદાર વ્યક્તિએ આ હદીસોની ટીકા કરવાની હિંમત કરી, તેના પર પાખંડી હોવાનો આરોપ લાગ્યો છે. આપણા મુલ્લાઓએ આવા લોકો માટે એક વિશિષ્ઠ નામ રાખ્યુ છેઃ 'મુન્કીર-એ-હદીસ' એટલે કે 'હદીસનો ઇન્કાર કરવાવાળો'. આ વ્યક્તિ માનવ સર્જીત પુસ્તકોની બકવાસ જે કુર્આન વિરૂદ્ધ જતી હોય તેને કેવી રીતે માની શકે? આ વ્યક્તિએ 'મુન્કીર-એ-કુર્આન' બનવુ પડે, આવી ઢંગધડા વગરની અપમાનજનક વાતો સ્વીકારવા માટે. બીજીબાજુ, જો તે આ બકવાસ ના સ્વીકારે તો તેના માથે 'મુન્કીર-એ-હદીસ'નુ લેબલ લાગે. હવે એ નિર્ણય દરેક વ્યક્તિએ લેવો પડે કે તે 'મુન્કીર-એ-હદીસ' બનવા માંગે છે કે 'મુન્કીર-એ-કુર્આન'? મારી નમ્ર વિનંતિ છે કે આ પુસ્તકની શરૂઆતમાં હવે હયાત નથી તેવા શેખ બિન બાઝ અને મુફ્તી નિઝામીએ નબી(સ)ના જે શબ્દો નકલ કર્યા છે તેને યાદ રાખવા. તો ચાલો! આપણે આ હદીસો, રિવાયતો, ઇતિહાસ, વાતો અને વાર્તાઓને કુર્આન દ્વારા ચકાસીએ અને હકીકતથી વાકેફ થઇએ.

**એક મહત્ત્વની નોંધ**: એક વાત હું સાફ સાફ શબ્દોમાં કહી દઉં. થોડોક વિચાર વિમર્ષ એ બાબત સાફ કરી દે છે કે હદીસનો ઇન્કાર કરનાર નબી(સ)નો કે તેમના શબ્દોનો ઇન્કાર કરનાર નથી. તેઓ સદીઓ પછી નબી(સ)ના નામે ઇતિહાસકારો અને મુહ્દીસોએ લખેલી વાતોમાં સાચુ શું છે અને ખોટું શું છે તે જાણવા માંગે છે અને આ બાબત જાણવી અત્યંત જરૂરી પણ છે.

કુર્આનની બે આયાતો **૧૭:૪૭ અને ૨૫:૦૮** સ્પષ્ટ રીતે કહે છે કે એવા લોકો કે જેઓ કહે છે કે *"નબી(સ) જાદુની અસર નીચે હતા" તેઓ ખોટા છે.* બીજીબાજુ, આપણી હદીસો નબી(સ), યહુદી દ્વારા કરાયેલા, જાદુની અસર નીચે હોવાની નિંદાત્મક વાતોથી ભરેલી છે.

દરેક મુસ્લીમે આ બાબતે બેમાંથી એક જ વાત સ્વીકારવી રહીઃ

- *નબી(સ)ને જાદુની અસર નીચે માનવા અને આમ કુર્આનનો ઇન્કાર કરવો,*
  *અથવા*
- *આ હદીસનો ઇન્કાર કરવો અને કુર્આનને પકડી રાખવુ.*

જો અહીં પોતે **'મુન્કીર-એ-હદીસ'** નથી, તો પછી પોતે ચોક્કસ **'મુન્કીર-એ-કુર્આન'** છે જ.

પોતાની જાતને પાક્કો મુસલમાન માનનાર, હું કોઇપણ જાતના અપવાદ વગર કુર્આનને જ મારો આધાર ગણીશ. તમારી પસંદ શું છે? નબી(સ)ના માન માટેની લાગણી અલ્લામા ઇકબાલ કરતાં કોણ વધારી સારી રીતે વર્ણવી શકે?

**"હું એ વાત પણ સાંભળવી સહન નથી કરી શકતો કે,**
**મારા નબી(સ)ના પોશાક પર એક નાનો ડાઘ પણ હતો."**

# જાતે સમર્થ બનો !

આ પુસ્તકમાં આપેલા મારા વિચારો કોઇ વજન નથી રાખતા, જો તે અલ્લાહની કિતાબ કુર્આન આધારીત ના હોય. એક સામાન્ય વાચક માટે, બધી ઐતિહાસિક અને ધાર્મિક વાતોને કુર્આન પ્રમાણે ચકાસવી સરળ નથી. મારી એક નમ્ર માન્યતા છે કે કુર્આનના પાયાના સિદ્ધાંતો સમજ્યા પછી, તમે જાતે નિર્ણય કરવા સમર્થ બનશો.

કુર્આનના પાયાના કેટલાક સિદ્ધાંતો :

- **બદલાનો નિયમ (કુર્આન ૯૯:૭): જેવુ તમે વાવશો, તેવુ જ તમે લણશો. તેથી ઇનામ અને સજાઓ તમારા પોતાના કાર્યોનુ પરીણામ છે. આના વિરૂદ્ધની કોઇપણ વાત ગૈર કુર્આની છે.**
- **કોઇપણ વ્યક્તિને બીજા માટે જવાબદાર ગણવામાં નહીં આવે એટલે કે તે બીજાનો બોજ નહીં ઉઠાવે. (કુર્આન ૫૩:૩૮).**
- **કુર્આન પ્રમાણે (૩૩:૨૧), નબી મુહંમદ(સ) માનવજાત માટે સર્વોત્તમ નમુનો હતા, સારા વ્યક્તિત્વ અને સારા કાર્યો માટે. તેમનુ કોઇ કાર્ય કુર્આન વિરૂદ્ધ નહોતુ.**
- **કુર્આન (૮:૭૪, ૯:૧૦૦) કહે છે કે અલ્લાહ નબી(સ)ના સહાબીઓથી ખુશ હતા અને આ સહાબીઓ અલ્લાહથી ખુશ હતા. તેઓ એકદમ વફાદાર વ્યવહારૂ ઇમાનવાળા હતા.**
- **કુર્આન વારંવાર આપણને કહે છે કે અલ્લાહના નિયમો કયારેય બદલાતા નથી (૪૮:૨૩). તેથી લોકો હવામાં ઉડતા નથી કે ના તો પાણી પર ચાલે છે.**
- **કુર્આન અલ્લાહનો છેલ્લો સંદેશો છે અને નબી મુહંમદ(સ) તેના છેલ્લા રસુલ છે. દીન સંપુર્ણ કરી દેવામાં આવ્યો છે. આથી, અલ્લાહ તરફથી થતા દૈવી સાક્ષાત્કારના એવા કોઇપણ દાવા, પછી તે કોઇપણ સ્વરૂપે કેમ ના હોય, જેમકે 'કસ્ફ' (ગેબને જાગતા કે ઘેનમાં જોવુ) કે 'ઇલ્હામ' (દિલ પર ઉતરતી પ્રેરણા) વિગેરે કાંતો પાગલપણું છે કે ધોખેબાજી. (૫:૩, ૬:૩૪, ૧૫:૯, ૭૫:૧૭).**

આ સિદ્ધાંતોને યાદ રાખીને, તમે કોઇપણ વાતને કુર્આનના પ્રકાશમાં ચકાસવા સમર્થ બનશો. આમછતાં, એકદમ આદર્શ ઉકેલ તો એ જ છે કે ઇસ્લામીક અને સાહિત્યના વિદ્વાનો મુસ્લીમ સરકારના સહકારથી કે આંતરરાષ્ટ્રીય ઇસ્લામીક સંગઠનના નેજા હેઠળ એક સમિતિ બનાવે અને આ સમિતિ ઇસ્લામને લગતા સાહિત્યમાંથી અપમાનજનક અને બુદ્ધિવિહીન વાતોની ચકાસણી કરે અને તેને આ સાહિત્યમાંથી દુર કરે અને ભવિષ્યમાં તેના પ્રકાશન પર રોક લગાવે. આ એક બહુ જ મુશ્કેલ કામ છે, પરંતુ તેનુ પરિણામ ચોક્કસ જહેમત ઉઠાવવા જેવુ છે. આ પુસ્તકના લેખકે (કુર્આનની કસોટી પર ખરી ઉતરનાર હદીસોનુ સંકલન ઇ.સ. ૨૦૦૦માં પુરૂં કરેલ છે).

નોંધ લેવી કે કોઇપણ સાચો મુસલમાન કયારેય નીચે મુજબના કામ નહીં કરેઃ

- **નબી મુહંમદ(સ) અને તેમના સહાબીઓનુ અપમાન થાય,**
- **પવિત્ર કુર્આન હાાંસીરૂપ બને,**
- **બકવાસ વાતો શિખવાડે,**
- **શિર્ક ફેલાવે (અલ્લાહની બનાવેલી વસ્તુઓને દૈવી સ્વરૂપ ઠરાવે),**
- **ફહાસા (લંપટતા) કે મુન્કર (દુષ્ટતા) ફેલાવે.**

અમે માનીએ છીએ કે આવા અપમાનજનક કાર્યો ઇસ્લામના દુશ્મનોએ મુસ્લીમોના વેશમાં કર્યા છે. ફરીથી એકવાર, આ પુસ્તકના લેખક અને શુરા અશ્લીલ, પરંતુ જરૂરી વાતોનો સમાવેશ કરવા માટે માફી માંગે છે. પરંતુ અમારે આ વાતો શકય તેટલી અસલી વાતની નજીક દર્શાવવી પડી છે. જો આમ ના કર્યુ હોત તો, આ પુસ્તકનો ધ્યેય અધુરો રહી ગયો હોત.

**વાંચવા અને વિચારવા માટે ધન્યવાદ !**

**અદબ સાથે,**

**ડો. શબ્બિર અહમદ, એમ.ડી.**

**ફલોરીડા.**



**ગુજરાતી ભાષાંતર** : ડો. સોહિલ મોમિન , ભારત.

**ચકાસણી અને સુધારણા** : વઝિર બિહારી, કેનેડા.